શ્રી હર્ષદેવ વિરચિત

# રત્નાવલી નાટિકા.

ભાષાન્તરકર્તા

રતિપતિરામ ઉદ્યમરામ પંડયા, બી. એ.

નિ. સાન્તાક્રુઝ. (મુંબઈ)

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદકઃ—" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા; " અમદાવાદ.

મૂલ્ય રૂ. ૧-૪-૦

# ભાષાન્તરકર્તાના બે બોલ.

ગુજરાતના રસિક વર્ગ સમક્ષ શૃંગારરસનું પાન કરાવતી રત્નાવલી નાટિકાનું ભાષાન્તર રજૂ કરતાં અમ્હારૂં હૈયું પ્રફુલ્લિત થાય છે. રત્નાવલી નાટિકાનાં બે ભાષાન્તરો થયાં છે, અને આ ત્રીજું. રત્નાવલીનાં પહેલાં બે ભાષાન્તરો એટલાં બધાં દુર્લભ થઈ પડયાં છે, તથા એ ભાષાન્તરો અણુવપરાશને લીધે એટલાં બધાં કટાઈ ગયાં છે, કે આ રસદ્રવતી નાટિકાના રસનૂં પાન ગુજરાતને ફરીથી કરાવવાની અમ્હને જરૂર જણાઈ છે.

આ ભાષાન્તરમાં મૂળ પુસ્તકના રસાર્થ સંપૂર્ણ સચવાયા છે; અને આ ભાષાન્તર ઉત્તમ થયું છે, એમ કહેવાનો અમ્હારો આશય નથી. આ ભાષાન્તરની પરીક્ષા ગુજરાતી સાહિત્યની જ દૃષ્ટિએ થાય, એ જ અમ્હારો સંતોષ છે. રા. શ્રીયુત કેશવલાલ હ. ધ્રુવના જેટલો શ્રી હર્ષનો અભ્યાસ અમ્હને નથી, એટલે શ્રી હર્ષ સંબંધે ઝાઝું કહેવાની અમ્હે ધૃષ્ટતા કરતા નથી. માત્ર પુસ્તક હાથમાં આવ્યું, સુંદર લાગ્યું, અને ત્હેનૂં ભાષાન્તર ગુજરાતી સાહિત્યમાં રસવૃદ્ધિ કરી શકશે, એમ અમ્હને જણાયૂં, ત્યારે ત્હેનૂં ભાષાન્તર જેમ બને તેમ સારી રીતે, અને ગુજરાતી ભાષાને લગારેય અપમાન ન પહોંચે તેવી રીતે કરી ગુજરાતના ચરણમાં રજૂ કરવાની અમ્હને તીવ્ર ઇચ્છા થઈ.

આ ભાષાન્તર દોષથી નિરાળૂં તો નહિ જ હોય; [ દોષથી નિરાળી એક્કેય મનુષ્યકૃત વસ્તુ નથી. ] છતાં યે અમ્હારાથી બની શકયૂં છે, ત્યાં ત્યાં રસાર્થ સાચવવા તરફ અમ્હે સંપૂર્ણ લક્ષ આપ્યૂં છે. સરળતાને સ્હેજે યે ઝમી જવા દીધી નથી; રસને લગારેય ઢોળાવા દીધો નથી; અને અર્થને વેરાઈ જતો અટકાવવા અમ્હેં સાચા પ્રયત્નો કર્યા છે. આ નાટિકાનૂં ભાષાન્તર પુસ્તક રૂપે બ્હાર પાડતાં પહેલાં ગુજરાતના કેટલાક વિદ્વાન્ સાક્ષરોની સલાહ લેવાઈ છે. ' ભાષાન્તર ગુજરાતી સાહિત્યમાં સારૂં સ્થાન ભોગવશે, એમ સલાહ મળ્યા

પછીથી જ આ ભાષાન્તરનૂં નૈવેદ્ય પુસ્તકના રૂપમાં ગુજરાતને ચરણે અમ્હે ધરીએ છીએ. આશા છે કે પ્રેમ–ભાવે અર્પણ કરેલૂં નૈવેદ્ય ગુજરાત પાછૂં નહિં ધકેલે; પણ ત્હેનો યોગ્ય સત્કાર કરી અભિ-લાષી સેવકને માત્ર પ્રસાદી જ આપશે, ત્હોયે ભક્ત–હૃદય તો સંતુષ્ટ જ રહેશે.

અમ્હારા સ્નેહી ભાઈ રમણીયરામે આ ભાષાન્તરને ઇ. સ. ૧૯૨૦ ના 'સમાલોચક'ના અંકોમાં છૂટક છૂટક રીતે પ્રકટ કરી અમ્હને ઉપકૃત કર્યા છે. વળી આ ભાષાન્તરને બહાર પાડવા માટે પૂજ્યશ્રી કેશવલાલભાઈ તથા રા. શ્રીયુત રમણભાઇ નીલકંઠે અમ્હને જે પ્રોત્સાહન આપ્યૂં છે, તે માટે એ બન્નેનો ઉપકાર અમ્હારા ઉપર તો સદાયે રહેશે. તદુપરાંત અમ્હારા આ ભાષાન્તરને પુસ્તક રૂપે સુન્દર સ્વરૂપમાં બહાર પાડવામાં રા. રા. જીવનલાલ અમરશી મહેતાએ ઘણો ઉત્સાહ બતાવ્યો છે, માટે એમનો પણ અમ્હે જેટલો ઉપકાર માનીએ, તેટલો ઓછો છે.

રત્નાવલી નાટિકાનૂં ભાષાન્તર કરવામાં અમ્હારા હાથમાં વિનાયક સખારામ ધ્રાટે [ એમ. એ. ] ની પ્રત આવી હતી. ભાઇ ધ્રાટેએ બીજી ત્રણ પ્રતો સરખાવીને પોતાની પ્રત પ્રમાણસિદ્ધ કરી છે. ત્હોયે નિર્ણય સાગરની પ્રત એ ભાઈની પ્રતથી ઘણી જૂદી પડી જાય છે. ઘૂંટાઈ ઘૂંટાઈને ભાષાન્તર તૈયાર થઈ ગયા પછી અમ્હને નિર્ણય સાગર પ્રેસની પ્રત મળી. બની શકયૂં છે, ત્યાં સુધી તો અમ્હે શુદ્ધ પાઠાન્તરો સ્વીકાર્યાં છે. આમ છતાંયે જો કોઇ વાંચકને અ-મ્હારી ચૂક જણાય, અને તે વાંચક જો અમ્હને અમ્હારી ચૂક જણા-વવા કૃપા કરશે, તો જરૂર દ્વિતીયાવૃત્તિ સમયે અમ્હે તે સુધારી આ પુસ્તક સમાજ સમક્ષ રજૂ કરીશૂં.

સાન્તાક્રુઝઃ
તા. ૨૨, એપ્રિલ ૧૯૨૧.

રતિપતિરામ ઉ૦ પંડયા

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧ | વણુ | વર્ણુ |
| ૧૭ | ૧૪ | પોતાનું | પોતાનૂં |
| ,, | ,, | ચલાવ્યું | ચલાવ્યૂં |
| ૧૮ | ૧ | બાદ્ધ | બૌદ્ધ |
| ,, | ૧૬ | યાગન્ધરાયણ | યૌગન્ધરાયણ |
| ૧૯ | ૧૪ | સ્હેવાવાથી | સ્હેવાયાથી |
| ૨૧ | ૧૫ | સમુદ્ભુતિ | સમુદ્ભૂતિ |
| ૨૪ | ૩ | સ્હેવાવા | સ્હેવાયાથી |
| ૨૬ | ૧૫ | અન્દ્રજાલિક | ઐન્દ્રજાલિક |
| ૨૯ | ૧૫ | વાન્હિ | વન્હિ |
| ૩૧ | ૧ | ભૅમિ | ભૂમિ |
| ૩૨ | ૩ | આદરપૂવક | આદર પૂર્વક |
| ,, | ૧૨ | શાર્દલ | શાર્દૂલ |
| ,, | ૧૮ | આર્યે | આર્યે |
| ,, | ૨૩ | ગુણુવાગ્રાહીં | ગુણગ્રાહી |
| ,, | ૨૬ | સંજોય | સંજોગ |
| ૩૩ | ૬ | પૂછ્વૂં | પૂછવૂં |
| ૩૮ | ૧૯ | કડા | ક્રીડા |
| ૩૯ | ૧૮ | ચચરી | ચર્ચરી |
| ૪૨ | ૧૩ | મના | મઘના |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૫ | ૨૬ | પોતાન | પોતાના |
| ૪૮ | ૧ | સાગારકા | સાગરિકા |
| ૬૦ | ૨૪ | तस्या | तस्याः |
| ૬૧ | ૨૫ | પદ્મિનાં | પદ્મિનીનાં |
| ,, | ૨૭ | आवर्जिता | आवर्जिता |
| ૬૧ | ૧૫ | મૃણાલસ્ત્ર જ | મૃણાલ સ્રજ |
| ૬૪ | ૨ | નહિ જતાં નકિ | નકિ જતાં |
| ૬૮ | ૧ | જોયાતો | જોયતો |
| ૭૧ | ૨૪ | चूत | चूतम् |
| ૮૪ | ૧૯ | આંહ | આંહિ |
| ૮૭ | ૨૨ | [આમ કહીને...માંડયું] | આમ કહીને...માંડયું |
| ૯૦ | ૧૮ | દેવ | દેવ ! |
| ૯૧ | ૨૨ | શસ્ત્રાથી | શસ્ત્રોથી |
| ૯૨ | ૧૧ | અન્દ્રજાલિક | ઐન્દ્રજાલિક |
| ,, | ૧૫ | ,, | ,, |
| ૧૦૨ | ૧૫ | વસુભૂતિ | વસુભૂતિ, |
| ,, | ૨૭ | [ ભોંય પર | [ ભોંયપર પડી જાય છે. ] |
| ૧૦૪ | ૧૩ | તેથી | તેથી ત્હમે |
| ,, | ૨૧ | કરનાર | દૂર કરનાર |

કેટલીક જગાએ 'વિદુ૦' છપાયું છે ત્યાં 'વિદૂ૦' વાંચવું.

# કાવ્ય—સાહિત્યનાં કેટલાંક પુસ્તકો.

**કલાપીનો કેકારવ ( ૧૧ ચિત્રોવાળી નવી આવૃત્તિ. કિં. રૂ. ૪**

**સ્રોતસ્વિની**—હાઇસ્કૂલોમાં ચલાવવા યોગ્ય રા. બોટાદકરનાં ૪૭ વિવિધ કાવ્યો, શબ્દકોશ સાથે. ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે. **કિંમત ૦-૧૨-૦**

**નિર્ઝરિણી**—રા. બોટાદકરનાં નવીન કાવ્યોનો ત્રીજો સંગ્રહ. સા. શ્રી કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. ના લાંબા ઉપોદ્‌ઘાત તથા જરૂરી શબ્દકોશ સાથે. **કિંમત ૦-૧૨-૦**

**યૂરોપયાત્રાની પ્રવાસ પુષ્પાંજલિ** સ્વ. સા. શ્રી હરીલાલ હર્ષદરાય ધ્રુવનાં યૂરોપના પ્રવાસ સમયનાં નૈસર્ગિક કાવ્યોનો સંગ્રહ. હવે માત્ર જુજ પ્રતો સીલકે રહી છે. **કિંમત ૧-૮-૦**

**રસમંજરી**—રા. ભાઈશંકર કુબેરજી શુક્લકૃત. **કિંમત ૦-૮-૦**

**કુસુમમાળા**—સા. શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ કૃત સંગીત કાવ્યોનો સમુદાય; ઇનામ, લાઇબ્રેરી, તથા હાઇસ્કૂલ માટે ટેકસ્ટબુક તરીકે મંજુર છે. **કિંમત ૦-૧૦-૦**

**નૂપુરઝંકાર**—સા. શ્રી. નરસિંહરાવ ભો૦ કૃત સંગીત કાવ્યોનો ત્રીજો સમુદાય. વિસ્તારી ટીકા સાથે. **કિંમત ૧-૪-૦**

**સ્મરણ સંહિતા**—(સચિત્ર) સા. શ્રી નરસિંહરાવભાઈ કૃત એક કરૂણ પ્રશસ્તિ. પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવના ઉપોદ્‌ઘાત સાથે. ગુજરાત મહાવિદ્યાલયમાં પાઠ્ય પુસ્તક છે. **કિંમત ૧-૮-૦**

**દીવાને સાગર**—**સાગર** કૃત સૂફીઝમની ગઝલો, ભજનો, પ્રેમ ગીત સુફીઝમનો શબ્દકોશ વગેરે. **કિંમત રૂ. સાડાત્રણ.**

**સ્નેહસંગીત**—સચિત્ર કેશવ હ૦ શેઠ કૃત; **કિંમત ૦-૧૧-૦**

**સ્વદેશ ગીતાવલિ**—કર્તા કેશવ હ૦ શેઠ. **કિંમત ૦-૧૪-૦**

**સ્વદેશ ગીતામૃત**—( સ્વદેશને લગતાં વિવિધ કાવ્યોનો સંગ્રહ.) **કિંમત ૦-૫-૦**

# સાહિત્યાદર્શ.

**પ્રાચીન તથા અર્વાચીન લેખકોનાં પદ્ય તથા ગદ્યના ચુંટી કાઢેલા વિવિધ લેખોનો શાળોપયોગી સંગ્રહ.**

———o———

નરસિંહ મહેતો, ભાલણ, વિષ્ણુદાસ, અખો, પ્રેમાનંદ, શામળ, વલ્લભ, દયારામ, ધીરો, ભોજો, બ્રહ્માનંદ, મનોહર સ્વામી, પ્રીતમદાસ, કાળીદાસ, દલપતરામ, નર્મદાશંકર, કવિ સવિતાનારાયણ, કેશવલાલ ભટ્ટ, બાલાશંકર, મણિલાલ, હરિલાલ ધ્રુવ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, કલાપી, कान्त, રમણભાઈ, ન્હાનાલાલ, ખબરદાર, બોટાદકર, લલિત, સાગર, નવલરામ, શંકરલાલ શાસ્ત્રી, કમળાશંકર, સ્વ૦ દોલતરામ કૃપારામ, રા. બ- નંદશંકરભાઈ, મનઃસુખરામભાઈ; દી, બ. રણછોડભાઈ, પ્રો. ધ્રુવ, કેશવલાલભાઈ, પંડ્યા છગનલાલભાઈ, પ્રો. ઠાકોર, પઢીયાર, પંડ્યા ચંદ્રશંકર, મુનશી કનૈયાલાલ, વગેરે પ્રાચીન તથા અર્વાચીન ગદ્ય અને પદ્ય લેખકોના લેખોમાંથી બોધક–વિદ્યાર્થીઓને શિખવવા યોગ્ય સાહિત્યનો સંગ્રહ આમાં છે. આ સંગ્રહ ખાસ કરીને હાઇસ્કૂલના અભ્યાસક્રમને ઉપયોગી થાય, એવા ઉદ્દેશથી તૈયાર કરવામાં આવ્યો છે. રૉયલ બાર પેજી મોટાં પૃષ્ઠ ૪૮૦ છતાં—
**કિંમત રૂ. પોણા બે.**

**ગુર્જર સાક્ષર જયન્તીઓ**—પ્રેમાનંદ, ધીરો, અખો, મીરાં, નરસિંહ મહેતો, નર્મદાશંકર, ગોવર્ધનરામ, કલાપી, મણીલાલ, બાલાશંકર વગેરે સ્વર્ગસ્થ સાક્ષરોની જયંતીઓ તથા પહેલી ને બીજી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખનાં ભાષણોનો સંગ્રહ. **કિંમત રૂ. બે.**

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**જીવનલાલ અમરશી મહેતા.**
**પીરમશાહરોડ—અમદાવાદ.**

# પ્રસ્તાવના.

**૧. ભાષાન્તર:—**

જેમ જેમ યુગ બદલાતો જાય છે, તેમ તેમ ભાષાન્તરની ભાવના પણ બદલાતી જાય છે. જૂદી જૂદી ભાષાઓમાંથી ભાષાન્તર કરતી વખતે પણ ભાષાન્તરની ભાવના એક જ રાખી શકાતી નથી. ઇંગ્રેજી ભાષામાંથી ભાષાન્તર કરતી વખતે મૂળ વસ્તુનો અર્થ સાચવી ગુજરાતી ભાષાનો રસ ઉમેરાવો જોઈએ; ઇંગ્રેજી કોઇપણ પુસ્તકનું ભાષાન્તર જે ગુજરાતી ભાષામાં થતું હોય, તો ઇંગ્રેજી પુસ્તકનો અર્થ સાચવી, ગુજરાતી ભાષાના રસની પૂરવણી થવી જોઇએ. આનું કારણ એટલું જ છે, કે ભિન્ન ભિન્ન દેશના રસ પણ ભિન્ન ભિન્ન હોય છે. જેમાં આપણને શોકની છાયા જણાતી હોય તેમાં જ બીજા દેશના લોકને હર્ષનો આભાસ થતો હોય; તેથી ભાષાન્તરમાં બન્ને સ્થળે એક રસ રાખવાથી, ભાષાન્તર કઢંગૂં બની જાય છે. સંસ્કૃત ભાષા ગુજરાતી ભાષાની માતામહી હોવાથી સંસ્કૃત ભાષાના રસાર્થ ગુજરાતી ભાષાના રસાર્થ બનવા જ જોઇએ. આને લીધે સંસ્કૃત ભાષાનાં પુસ્તકોનાં જેટલાં ભાષાન્તરો થાય, તે બધાં ભાષાન્તરોને સંસ્કૃત ભાષાના રસાર્થ સાથે સરખાવીને તપાસવાં જોઇએ. ઇંગ્રેજી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરનાર જેટલી સ્વતંત્રતા અને છૂટથી લખી શકે છે, તેટલી સ્વતંત્રતા અને છૂટ સંસ્કૃત પુસ્તકોનાં ભાષાન્તરોમાં લઈ શકાતી નથી.

સંસ્કૃત પુસ્તકોનાં ગુજરાતીમાં ભાષાન્તર કરતી વખતે કેટલાક રસ ઉપર જ ધ્યાન આપે છે. કેવળ રસ ઉપર જ ધ્યાન આપનારા ભાષાન્તરકારો જો ગુજરાતી ભાષા ઉપર સંપૂર્ણ સંયમ નથી રાખી શકતા, તો તેઓનું ભાષાન્તર અકારૂં થઈ પડે છે. એકલા રસ ઉપર ધ્યાન આપનારા ભાષાન્તરકારો ઘણીવાર અર્થને વિસરી જાય છે. આથી ભાષાન્તર કલાવિહીન થઈ જઈ કઢંગૂં બને છે. આમ એકલા

રસ ઉપર જ ધ્યાન આપવાથી ભાષાન્તરકારો પોતાના ભાષાન્તરને હલકું પાડી દે છે.

કેટલાક ભાષાન્તરકારો અર્થ સાચવવાનો એટલો બધો પ્રયાસ કરે છે; કે ત્હેમનું ભાષાન્તર નીરસ થઈ જવાને લીધે, જાણે સંસ્કૃતનું ભાષાન્તર ન હોય, પણ કેવળ ત્હેમના મનની કલ્પિત કથા હોય, એવું થઈ જાય છે. આમ અર્થ સાચવવાના પ્રયાસ કરનારાઓ ભાષાની પાત્રતા વિસરે છે; અને તેથી ક્લિષ્ટતાનો દોષ વ્હોરી લે છે. આવાં ભાષાન્તરોના પ્રયાસ તદ્દન નિરર્થક છે. આ ભાષાન્તરોનું જીવન પણ લાંબું હોતું નથી, અને જેવાં બહાર પડે છે, તેવાં જ વિસરાઈ જાય છે.

કેટલાક—બહુ જ થોડા—ભાષાન્તરકારો રસ અને અર્થ ઉભય સાચવી, સંસ્કૃત પુસ્તકોને ગુજરાતી ભાષામાં ઉતારી ગુજરાતી ભાષાને સમૃદ્ધ બનાવે છે. રસાર્થ સાચવનારા યે કેટલાક ભાષાન્તરકારો જો ગુજરાતી ભાષાનો સંપ્રદાય નથી સાચવતા, તો ત્હેમનું ભાષાન્તર સંસ્કૃતમય થઈ જવાથી, ત્હેમના રસાર્થ નષ્ટ થાય છે.

આથી એટલું તો સિદ્ધ થાય છે, કે સંસ્કૃતમાંથી ભાષાન્તર કરતી વખતે એકલા રસાર્થ ઉપર ધ્યાન આપવા સાથે ગુજરાતી ભાષાને યે સાચવી લેવાની જરૂર છે. આમ ત્રિપુટીનો યોગ થાય, તો જ ભાષાન્તર સુંદર અને રસિક બને છે. ભાષાન્તરની સાચી ભાવના તો આ જ. સમશ્લોકિતા અને અનુપ્રાસાદિ નિયમોનું યોગ્ય પાલન, એ બધા ભાષાન્તરની સુંદરતા વધારનારા અલંકારો છે; છતાં યે તે ગૌણ છે, મુખ્ય નથી. અર્થ કરતાં રસ સાચવવામાં આ અલંકારો ગુજરાતી ભાષાને વધારે ઉપયોગી છે, એ વિસારવા જેવું નથી.

**૨—અહન ઍડિસન.**

કવિ શ્રી ન્હાનાલાલ તા. ૨૮ સપ્ટેમ્બર ૧૯૧૯ ના નવજીવન-માં લખે છે કે: " હોળીના દિવસોમાં એક વેળા ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ તરીકે શહેરમાં 'રાઉન્ડ' લેવા હું નીકળ્યો, એવી ધારણાથી કે

કોઈ ઘેરૈયા કાંઈ અવિચારી કે બિભત્સ તોફાન કરતા હોય, તો અ-ટકે. બે ત્રણ કલાકના મારા ફરવામાં ઘેરૈયાની ઘેર જ કાંઈ ન દીઠી, કે ઘેરૈયાનું નગારૂં યે વાગતું ન સાંભળ્યું. મને થયું, કે ઘેરૈયાની રમતો અટકાવવા નહી, પણ પાછી સજીવન કરવા હવે તો ફરવું જોઈએ."

મદન મહોત્સવો હોળીના દિવસોમાં ઉજવાતા. કવિજી કહે છે તેમ, હાલ તો પ્રજાશરીરની નવપલ્લવતા ક્ષીણ થતી ગઈ છે, તેથી મદન મહોત્સવો ખેલવાના તો એક પાસ રહ્યા, પણ મદન મહોત્સવની વાતો યે આપણને આશ્ચર્ય પમાડે છે. આજથી પંદરેક વર્ષો ઉપર હિન્દુઓની ઊંચી જ્ઞાતિઓમાં પણ દિયરો ભાભીઓ ઉપર ગુલાલ-વૃષ્ટિ કરતા, અને રંગ ઉરાડતા. ન્હાનાં ગામડાંઓમાં તો હજૂ પણ આ પ્રચાર જરાક વધારે આગળ પડતી રીતે ઉજવાય છે. આવા ઉત્સવોમાં ધર્મનીતિનો બાધ ગણવામાં નહોતો આવતો. મદન મહો-ત્સવોનો રિવાજ મુસલમાનોના આવ્યા પછી ધીરે ધીરે ઘસાતો ચાલ્યો, અને હાલ તો આપણી સમાજમાં અસભ્યતાનો ખોટો ખ્યાલ પેસી ગયો છે. આને લીધે સમાજના રસ મોળા પડી ગયા છે. જળ-ક્રીડા, મદન મહોત્સવ, શરત્-પૂર્ણિમાના રાસ આદિ ભાવના આપણા સ્મરણપટમાં યે અત્યારે આવી શકતી નથી. આમ આપણા જીવનના રસ નષ્ટ થઈ ગયા છે.

પ્રાચીનકાળમાં નાગરિકો વધૂજનો તથા વારવિલાસિનીઓ જોડે મદન મહોત્સવો ખેલતા.[1] હાલ અધમ સ્થાન ભોગવતી વેશ્યાઓ અને પ્રાચીન કાળની વારાંગનાઓમાં ઘણો ફેર હતો. વેશ્યાઓ માત્ર વિત્તની જ સગી હતી, તેથી ત્હેમને **सामान्य नायिका** કહેવામાં આવતી.* પણ જે વેશ્યાનો ધંધો આદર્યા છતાં ગુણાનુરક્તા હતી,

---

૧. રત્નાવલી અંક ૧, શ્લોક ૧૫ મો સરખાવો.

* **निर्गुणानपि न द्वेष्टि न रज्यति गुणिष्वपि ।**
**वित्तमात्रं समालोक्य सा रागं दर्शयेत् बहिः ॥साहित्यदर्पण॥**

તે સ્ત્રીઓની ગણત્રી વારાંગનામાં થતી.+ આ વારાંગનાઓને કુટુંબમાં સ્થાન નહોતું; પણ વાર્તાવિનોદ તથા સંગીતના લાભ લેવાને માટે નાગરિકો ત્હેમનો લાભ લેતા. એમની સાથે રતિક્રિયા અસંભવિત હતી. વારાંગનાઓ એક જ પુરુષ ઉપર અનુરક્ત રહેતી, અને તે પુરુષની સારી અથવા માઠી દશામાં પણ ત્હેના ઉપર જ એક સરખો અનુરાગ બતાવતી. બીજાઓને માત્ર સંગીતાદિથી વિનોદ કરાવતી. વેશ્યાઓ અનુરાગમાં સ્હમજતી જ નહિ. વેશ્યાઓનો સંબંધ અનીતિમય ગણાતો, તથા સમાજમાં નિન્દ્ય પણ હતો; પણ સમાજમાં વારાંગનાઓનો સમાગમ કેટલીકવાર આવશ્યક ગણાતો. ચતુરાઈ પ્રાપ્ત કરવાને જે પાંચ સ્થાનો ગણાવવામાં આવ્યાં છે, ત્હેમાં વારાંગનાના ગૃહમાં પ્રવેશ, એનો સમાવેશ કરવામાં આવ્યો છે.*

શરીરની પુષ્ટિને માટે જેમ મધુ આદિ છ રસોની આવશ્યકતા છે, તેવી જ રીતે મનની તુષ્ટિને સારૂ શૃંગારાદિ નવ રસોની આવશ્યકતા છે. જુદા જુદા ઉત્સવો તથા સામાજિક પ્રસંગો આ નવે રસોનું એક કે બીજી રીતે આસ્વાદન કરાવે છે, અને મનુષ્ય-જીવનમાં રસ રેડે છે. આરોગ્ય, નીતિ અને ધર્મનો ભંગ ન થાય, ત્યાં સુધી સ્ત્રી-પુરુષો સ્વતંત્ર વિહાર કરી શકતાં. સૌભરી ઋષિ માન્ધાતા રાજાની ૫૦ કન્યાઓને કેવળ વિહારાર્થે જ પરણ્યા હતા; અર્જુન નાગકન્યાને અને ભીમસેન હેડંબાને કામપત્ની તરિકે પરણ્યા હતા. પોતાના જ વર્ણની સ્ત્રીનો ધર્મપત્ની તરિકે સ્વીકાર થતો, પણ પોતાની તથા

---

+ **यथाऽपि मदनायत्ता क्वापि सत्यानुरागिणी ।**
**रक्तायां वा विरक्तायां रतमस्यां सुदुर्लभम् ॥साहित्यदर्पण**
**यथा मृच्छकटिके वसन्तसेना ॥**

* **देशाटनं पण्डितमित्रता च ।**
**वाराङ्गनाराजसभाप्रवेशः ।**
*　　*　　*
**चातुर्यमूलानि भवन्ति पञ्च ॥**

પોતાનાથી હલકી વર્ણની સ્ત્રીનો કામપત્ની તરિકે સ્વીકાર કરવામાં સમાજ બાધ ન્હોતી ગણતી.

જૂદા જૂદા દેશોમાં નીતિની ભાવના જૂદી જૂદી હોય છે. ઈંગ્રેજ લોકના નાચ તથા ત્હેમની ચુંબનક્રિયાઓ આપણા હિન્દુ સમાજને અનીતિમય ભાસે છે. વળી જેમ જેમ સમય પલટાતો જાય છે, તેમ તેમ પણ નીતિની ભાવના બદલાય છે. કૃષ્ણના રાસનો અખતરો આ દિવસોમાં અનીતિમય જ ગણાઈ જાય. આમ છતાંયે આપણા સમાજ–શરીરનો 'ઘસારો' એટલો બધો થઈ ગયો છે, કે મદન મહોત્સવ, પૂર્ણિમાની ચાંદનીના વિનોદો, જળ–વિહાર, ઉપવન–વિહાર આદિ રસસિંચનથી આપણી સમાજમાં 'નવપલ્લવતા' પમરી રહેવાની જરૂર છે.

### ૩. કવિશ્રી હર્ષ સંબંધે કાંઈક:[૧]—

શ્રી હર્ષનો રાજ્યકારભાર:–ઈ. સ. ૬૦૬–ઈ. સ. ૬૪૮=૪૨.

છઠ્ઠી સદી કરતાં સાતમી સદીનો ઈતિહાસ–ખાસ કરીને શ્રી હર્ષ સંબંધે–આપણને સ્પષ્ટ મળી આવે છે. કારણ તે અરસામાં પ્રસિદ્ધ થયેલા બે ગ્રંથો ઈતિહાસની દૃષ્ટિએ વધારે અગત્યના જણાયા છે. હુએનત્સંગ ઈ. સ. ૬૩૦ થી ઈ. સ. ૬૪૪ સુધી હિન્દુસ્થાનમાં મુસાફરી કરતો હતો, ત્હેણે પોતાની મુસાફરીનું વર્ણન આપનારૂં એક પુસ્તક લખ્યું; વળી બાણ કવિનું લખેલું હર્ષ–ચરિત પણ તે સમયના ઈતિહાસને વધારે પુષ્ટિ આપે છે.

શ્રી હર્ષના પિતાનું નામ પ્રભાકરવર્ધન હતું. પ્રભાકરવર્ધન થાણેશ્વરનો અધિપતિ હતો. પ્રભાકરવર્ધનને હર્ષ ઉપરાંત એક બીજો કુંવર હતો, અને ત્હેનું નામ રાજ્યવર્ધન હતું. આ રાજ્યવર્ધન પાટવી કુંવર હતો. હર્ષ ન્હાનો કુંવર હતો; પણ બાપની પ્રીતિ ન્હાના

---

૧ શ્રી હર્ષ સંબંધની આ હકીકત **Smith's 'Early History of India'** નામના પુસ્તકમાંથી લીધી છે.

કુંવર હર્ષ ઉપર વરસી રહી હતી. આ બે ભાઈઓને રાજ્યશ્રી નામની એક બ્હેન હતી.

સાતમા સૈકાની શરૂઆતમાં હન લોકોએ પેશાવર તરફ જબરજસ્ત હલ્લા કર્યા. આ હલ્લાઓને પાછા હઠાવવાને પ્રભાકરવર્ધને પોતાના પાટવી કુંવર રાજ્યવર્ધનને મ્હોટા લશ્કર સાથે મોકલ્યો. રાજ્યવર્ધન એકલો પહોંચી વળશે નહિ, એમ ધારી હર્ષને પણ ત્હેની મદદે દોડાવ્યો. હન લોકોના ખૂનખારભર્યા હલ્લાઓને બન્ને ભાઇઓ હઠાવતા હતા, તેટલામાં ત્હેમને પોતાના પિતાના મંદવાડના સમાચાર મળ્યા. પિતાના મંદવાડના સમાચાર મળતાં જ, મ્હોટા ભાઇને પાછળ આવવાનું કહી, હર્ષ તો વાયુવેગે પિતાને મળવા દોડી ગયો. પિતા પુત્રના સમાગમને ચિતાર ચિતરતાં બાણ હર્ષ–ચરિતમાં લખે છે કેઃ—" પોતાના અતિ વ્હાલા હર્ષને દૂરથી આવતો જોઈને, પોતાની આવી જર્જરીત અવસ્થા થઈ ગઈ હતી, ત્હોયે રાજાનૂં હૃદય સ્નેહથી છલકાઈ ગયું; ત્હેનૂં મન તો ક્યારનૂં યે હર્ષ સુધી દોડી ગયૂં હતૂં; માત્ર પથારીમાંથી શરીરને મહાકષ્ટે અતિ ઊંચૂં કરી, 'આવ, આવ દિકરા,' કહી હાથ પ્રસાર્યા, અને પથારીમાં અર્ધો બેઠો થયો. હર્ષ ઉતાવળથી ત્હેની પાસે આવ્યો, અને નીચૂં મ્હોં રાખીને ઊભો રહ્યો. રાજાએ ત્હેના દૃહાડી હલાવીને, બહૂ જોર કરીને ત્હેને પાસે બોલાવ્યો, અને ત્હેને છાતી સરસો દાબ્યો. ત્હેને છાતી સરસો દબાવતાં, પ્રેમથી જાણે કે ચંદ્રમંડલની મધ્યમાં તે પેસતો ન હોય, હિમાદ્રિનાં જળકણથી જાણે કે ત્હેનો અભિષેક થતો ન હોય, અંગથી અંગોને જાણે પીડા આપતો ન હોય, ગાલમાં ગાલ દબાવી દેતો ન હોય, તેમ પોતાના તાવનેય ભૂલી જતો લાંબા સમય સુધી ત્હેને ભેટી જ રહ્યો. બહૂ વાર પછી મહાપરાણે પિતાથી છૂટા થઈ, હર્ષે પાસે આવી પિતાને નમસ્કાર કર્યા; પોતાની માતા પાસે ગયો, અને ત્યાં બેઠો. રાજા પથારીમાં રહ્યે રહ્યે મટકૂં યે ન માંડતી આંખથી ત્હેને જોઈ જ રહ્યો. પોતાના ધ્રૂજતા હાથથી ત્હેને વારે વારે અડકવા

લાગ્યો; અને દુઃખથી પીડાતા કંઠમાંથી મહા પરાણે તે એટલું જ બોલ્યો, 'ભાઈ, તું ખરેખર સૂકાઈ ગયો છું.' હર્ષે જવાબ આપ્યો, 'દેવ, આહાર કર્યાને આજે ત્રીજો દિવસ થયો છે.'

આ સાંભળીને મહા પરાણે ઊંડો નિઃશ્વાસ મૂકીને રાજા બોલ્યો; 'ભાઈ હર્ષ, હું જાણું છું, કે ત્હારૂં હૃદય પિતૃપ્રિય અને અતિ કોમળ છે, બંધુજનનો અપરિમિત સ્નેહ સર્વને દુઃખદ થઈ પડે છે; તેથી ત્હારે દુઃખી થવાની જરૂર નથી. અતિશય જ્વરથી હું બળી રહ્યો છું, છતાં આ ત્હારી વ્યથાથી મ્હને ઘણું દુઃખ થાય છે. ત્હારૂં દુર્બળ શરીર તીક્ષ્ણ તીરના માફક મ્હારૂં હૃદય વીંધી નાંખે છે. મ્હારૂં સુખ, રાજ્ય, અને મ્હારો વંશ ત્હારામાં જ છે. મ્હારી માફક આખી પ્રજાનું સુખ પણ ત્હારામાં જ રહેલું છે. ત્હારા જેવાઓને જો પીડા થાય, તો આખું ભૂવન પણ પીડા પામે છે. ત્હારા જેવાઓનો જન્મ થોડાં પુણ્યવાળાઓનાં દુઃખને કદી યે અલંકૃત કરતો નથી. આ તો અનેક જન્મોમાં કરેલાં કલંક વિનાનાં કર્મનાં ફળ અમ્હે ભોગવીએ છીએ. ચારે સમુદ્રોના રાજા ઉપર આધિપત્ય ભોગવવાને તું જાણે જન્મ્યો ન હોઉ, તેમ ત્હારાં લક્ષણો સૂચવે છે. ત્હારા જન્મથી હું ખરેખર કૃતાર્થ થયો છું." પિતાપુત્રની વચ્ચે થયેલા આવા વાર્તાલાપથી કોનું અંતઃકરણ નહિ દ્રવે ?

હર્ષનો મ્હોટો ભાઈ રાજ્યવર્ધન આવે, તે પહેલાં તો પ્રભાકરવર્ધન મરણ પામ્યો હતો. પિતાના મરણ પછી રાજ્યવર્ધન-પાટવી કુંવર-ગાદીએ બેઠો; પણ હર્ષનો વિધિ બળવાન હતો. આ બન્ને ભાઈઓની બ્હેન રાજ્યશ્રીના પતિને માળવાના રાજાએ મારી નાંખ્યો, અને માળવાનો રાજા રાજ્યશ્રીને વિંધ્યાગિરિનાં કોતરોમાં ઘસડી ગયો; ત્યાં ત્હેને ઘણુ દુઃખ દીધું, ત્હેના પગમાં લોહબંધ નાંખ્યા, અને ત્હેને સુરંગમાં પૂરી દીધી. આ સમાચાર રાજ્યવર્ધનને મળતાં જ, તે મ્હોટું સૈન્ય લઈ માળવાના રાજા ઉપર ત્હડી ગયો, અને પોતાની બ્હેનને છોડાવી. પણ પોતાની બ્હેનને છોડાવીને રાજ્યવર્ધન જ્યાં પાછો ફરતો

હતો, ત્યાં તો માલવના રાજાના મિત્ર—મધ્ય બંગાલના રાજા—શશાંકે રાજ્યવર્ધનને મારી નાંખ્યો. રાજ્યવર્ધન મરી ગયા પછી રાજ્યશ્રી વિંધ્યાચળ પર્વતનાં જંગલોમાં ન્હાસી ગઈ, અને આખરે શોધવા નીકળેલા હર્ષને મળી.

મ્હોટા ભાઇના મરણ પછી સરદારોએ બહુમતે હર્ષને ગાદી આપવા દબાણ કરવા માંડ્યું; પણ હર્ષે ગાદી નહિ સ્વીકારવાને બહુ આનાકાની કરી. આખરે ત્હેનું રાજ્ય ત્હેણે હાથમાં લીધું, અને ઇ. સ. ૬૦૬ માં હર્ષ ગાદીએ બેઠો.

ગાદીએ બેઠા પછી તરત જ હર્ષે પોતાની બ્હેનને શોધવા, અને દુશ્મન ઉપર વેર લેવા પ્રયત્ન કર્યો. શશાંકની સામે નિયમિત યુદ્ધ ચાલ્યાનો હેવાલ મળ્યો નથી, પણ એમ સ્પષ્ટ સ્હમજાય છે, કે તે નુકશાન ખમી ન્હાસી ગયો હશે. પણ ઇ. સ. ૬૧૯ માં ત્હેનું રાજ્ય હર્ષના તાબામાં આવ્યું. રાજ્યશ્રી બળી મરવાની તૈયારીમાં હતી, ત્યાંથી ત્હેને બચાવી.

હર્ષે પાંત્રીસ વર્ષ સૂધી યુદ્ધ કરીને હિન્દુસ્થાનનો ઉત્તર ભાગ આખો યે તાબે કરી લીધો. ત્હેણે છેલ્લું યુદ્ધ બંગાળાના ઉપસાગરને કિનારે આવેલા ગંજામ નામે ગામ પાસે કર્યું, અને તે ગામ જીત્યું. ઇ. સ. ૬૪૩. દક્ષિણમાં પુલકેશિન્ નામે રાજા હર્ષના જેટલો જ બળવાન હતો, ત્હેનો પ્રતાપ ન સ્હેવાયાથી હર્ષે ત્હેને જીતવાનો યત્ન કર્યો, પણ ત્હેમાં તે ન ફાવ્યો: ઇ. સ. ૬૨૦. માત્ર આટલી જ લઢાઇમાં હર્ષ ફાવ્યો નથી. આને લીધે નર્મદા નદીનો કાંઠો એ દક્ષિણમાં ત્હેના રાજ્યની હદ બંધાઈ.

હર્ષનો રાજ્યવિસ્તાર નીચે પ્રમાણે હતો. ગંગા નદીનો પ્રદેશ ઠેઠ નેપાળ સહિત; હિમાલયથી નર્મદા સૂધી, માળવા, ગુજરાત, અને સૌરાષ્ટ્ર, દૂર આસામનો રાજા કામરૂપ પણ હર્ષની આણ માનતો હતો. સાથે આપેલા નકશા ઉપરથી હર્ષનો રાજ્યવિસ્તાર સ્હમજાશે.

**હર્ષનો રાજ્યકારભારઃ**—અમલદારો ઉપર વિશ્વાસ રાખી

હર્ષના રાજ્યનો વિસ્તાર બતાવનાર નકશો.



આળસુ પડી રહેવાને બદલે હર્ષ જાતે જ રાજ્યની દેખરેખ રાખતો. મ્હોટા રસાલા સાથે એક સ્થળથી બીજા સ્થળ સુધી હરવા ફરવાની ટેવ રાખતો. દુષ્ટ લોકોને યોગ્ય સજા કરતો, અને સારા માણસોને ત્હેના રાજ્યમાં સારૂં સન્માન મળતૂં. મ્હોટા ગુન્હાને માટે શરીરના કોઈ પણ અંગનૂં ઉચ્છેદન કરવામાં આવતૂં; દેશનિકાલની સજા પણ અમલમાં આવતી. ન્હાના ગુન્હાને માટે દંડ અથવા બંદીખાનૂં હતૂં. કેદીઓની સ્થિતિ સારી રાખવામાં આવતી.

હર્ષ જાતે જ વિદ્યારસિક હતો, તેથી શિક્ષણ ઉપર સારૂં ધ્યાન અપાતૂં. ત્હેના દરબારમાં પંડિતોને સારૂં માન મળતૂં. હર્ષ જાતે જ એક સારો લેખક હોવાથી ત્હેણે સાહિત્યની વૃદ્ધિને માટે ઘણા સારા પ્રયાસ કર્યા. ત્હેણે લખેલાં પુસ્તકો નીચે પ્રમાણે હતાં:-રત્નાવલી; નાગાનંદ, અને પ્રિયદર્શના.* હર્ષના સમયમાં બાણ એક મહાન્ લેખક થઈ ગયો હતો.

મહાન્ અશોકની જ પદ્ધતિએ હર્ષે પોતાનું રાજ્ય ચલાવ્યું. સ્મિથ લખે છે કે:-" He obviously set himself to imitate Asoka, and the narrative of the doings in the latter years of Harsha's reign reads like a copy of the history of the great Maurya. "

હર્ષના પૂર્વજો શિવપંથના અનુયાયી હતા. હર્ષના પિતા સૂર્યના પૂજક હતા; મ્હોટાભાઈ તથા બ્હેન બૌદ્ધ માર્ગમાં પ્રવર્ત્યા હતાં; પણ હર્ષ કુળના ત્રણે દેવોને સમાન ભાવથી પૂજતો. અહિંસાનો મત ત્હેણે પ્રતિપાદન કર્યો; માંસાહારનો નિષેધ કર્યો; ધર્મશાળાઓ બંધાવી; અને સદાવ્રતો સ્થાપ્યાં. ધર્મને લીધે થતાં દુષ્ટ અને ખુની કૃત્યો હર્ષને લગીરે ગમતાં નહિ; તેથી તેવાં કૃત્યો અટકાવવાને ત્હેણે બનતાં પગલાં લીધાં. હર્ષના

---

* આ ત્રણે નાટકો વિષે સ્મિથ લખે છે કે:-" Although lacking in originality, are highly praised for their simplicity of both thought and expression.

રાજ્યમાં ચીનથી હુએનત્સંગ નામનો બાદ્ધ-ધર્મપ્રવર્તક મુસાફર આવ્યો હતો. આ હુએનત્સંગને લીધે જ બુદ્ધધર્મ ઉપર હર્ષની આસ્થા બેઠી. ઇ. સ. ૬૪૪ ની સાલમાં હુએનત્સંગ પોતાના દેશ તરફ પાછો ફર્યો.

હર્ષ ઇ. સ. ૬૪૮ માં મરણ પામ્યો. ત્હેના મરણ સુધી અંકુશમાં રહેલું રાજ્યતંત્ર હવે છિન્નભિન્ન થઈ ગયું, અને સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં.

હર્ષની નાટિકાની વસ્તુ તદ્દન ~~સાદી છે.~~ સાદી શૈલીની નાટિકા રજૂ કરતાં શ્રી હર્ષ ભાષાનું ગૌરવ ભૂલ્યો નથી. કાલિદાસની સરખામણીમાં હર્ષ તો ન જ આવી શકે, છતાં યે હર્ષ તે હર્ષ છે. ત્હેની ભાષાની સરળતા, તેમજ યોગ્ય પાત્રોની પસંદગી નાટિકાની વસ્તુને વિભૂષિત કરે છે.

## ૪. રત્નાવલી નાટિકાનાં પાત્રો.

૧. **વત્સરાજ.** રત્નાવલી નાટિકામાં વત્સરાજને એક સારા રાજા કરતાં સાગરિકાના વિલાસી-વલ્લભ તરિકે ચિતરવામાં આવ્યો છે. યાગન્ધરાયણ જેવા દક્ષ પ્રધાનના હાથમાં રાજ્યનો સઘળો કાર્યભાર સોંપી દઈ, પોતે તો નગરજનોનો મદન મહોત્સવ જોવા અટારીએ પધારે છે. જ્યાં સુધી ત્હેને સાગરિકાનું દર્શન નથી થયું, ત્યાં સુધી તે વાસવદત્તા ઉપર અપાર સ્નેહ રાખે છે. સાગરિકામાં ત્હેનું હૃદય સ્નિગ્ધ બન્યા પછી પણ વાસવદત્તાનું દિલ ન દુભાય, ત્હેની તે સંભાળ રાખે છે. પણ કમનસિબે વાસવદત્તાનું દિલ દુભાય છે, અને રાજાનો વ્યભિચાર પ્રત્યક્ષ થાય છે. સાગરિકાનો પ્રેમ મેળવવા માટે તો રાજા લગભગ ગાંડા જેવો જ બની જાય છે. આખરે વાસવદત્તા હાથે કરીને પોતાની બ્હેન રત્નાવલી-સાગરિકાના વેષમાં રહેલી-ને રાજા સાથે પરણાવે છે.

૨. **વાસવદત્તા.**

આખી નાટિકામાં સુંદરમાં સુંદર પાત્ર વાસવદત્તા છે. તે પતિનો

વાંક પહેલાં તો લગારેય ધ્યાનમાં લાવતી નથી. પતિઘેલી વાસવદત્તા મદન-પૂજન સમયે પ્રથમ પોતાના પતિ વત્સરાજને જ મદન સમ ગણી હેનું પૂજન કરે છે. રાજાનો સાગરિકા પ્રતિ પ્રેમ જાણ્યા પછી પણ, પોતાના પતિનું આવું વર્તન તે સાચું માની શકતી નથી. જ્યાં સુધી સાગરિકાને તે પરસ્ત્રી તરિકે જાણે છે, ત્યાં સુધી સ્ત્રી-સ્વભાવ પ્રમાણે હેને દુઃખ દેવામાં લગારેય બાકી રાખતી નથી. પણ સાગરિકા પોતાની બ્હેન છે, એવું જાણ્યા પછી તો હેનું લગ્ન ઘણી જ રાજીખુશીથી વત્સરાજ સાથે કરે છે.

૩. **સાગરિકા.**-માબાપથી વિખૂટું પડેલું હરિણનું બચ્ચું પારધિની જાળમાં આવી પડે, તેમ સાગરિકા વાસવદત્તાની સત્તા-પાશમાં સપડાઈ ગઈ છે. રાજાને અનાયાસે જોયા પછી, અને ' આ તો જેની સાથે પિતાએ મ્હારો સંબંધ બાંધવા ઇચ્છા કરી હતી, તે જ આ ઉદયન રાજા ! ' એમ જાણ્યા પછીથી હેના હૃદયમાં મદન-નો તનમનાટ વધે છે. મદનની મીઠી ગલીપચી ન સહેવાવાથી અંતે તે મરવા તૈયાર થાય છે. મરવાને ઘણા યત્નો કરવા છતાં હેને ઘણી હરકતો વેઠવી પડે છે. રાજાનું વાસવદત્તા પાસે કાંઈ ચાલતું ન હોવા-થી, વાસવદત્તા નિરંકુશ બની હેને ઘણું દુઃખ દે છે. મ્હેલમાં આગ લાગ્યા પછી જ્યારે રાજા, વાસવદત્તા, વસુભૂતિ આદિ હેની આસ-પાસ ભેગાં થઈ જાય છે, ત્યારે પોતાના પિતાના પ્રધાન વસુભૂતિને જોતાં જ તે મૂર્છાવશ થાય છે.

**स्वजनस्य हि दुःखमग्रतो विवृतद्वारमिवोपजायते ॥**

પોતે રત્નાવલી જ છે, એવું વસુભૂતિ જ્યારે જાહેર કરે છે, ત્યારે વાસવદત્તા હેને પોતાની બ્હેન તરિકે ઓળખે છે; અને હેની ઇચ્છા પ્રમાણે હેને રાજા સાથે પરણાવે છે.

૪. **યૌગન્ધરાયણ**—આખી નાટિકામાં યૌગન્ધરાયણ ઝાઝો દેખાવ નથી દેતો, છતાં આખી નાટિકાના વસ્તુનું મૂળ કારણ યૌગ-ન્ધરાયણ છે. એના વડે જ રાજા નિશ્ચિંત થઈ બેસે છે. યૌગન્ધરાયણ

રાજાનું શ્રેયઃ કરવામાં પોતાની બધીએ શક્તિ વાપરે છે. રાજ્યનું શ્રેયઃ ત્હેના અંતઃકરણમાં પ્રધાનપદ ભોગવે છે. રત્નાવલી પોતાના રાજાને પરણે, તેટલા માટે તે મહાન્ શ્રમ ઊઠાવે છે. ત્હેની ખટપટ એકદમ સ્હમજાતી નથી. ઐન્દ્રજાલિકનો વૃત્તાંત તે બહુ જ ખૂબીથી ગોઠવે છે. વત્સરાજનો જમણો હાથ યોગન્ધરાયણ છે, ત્હેનો ડાબો હાથ વાસવદત્તા છે, પણ સાગરિકા તો હૃદય છે.

આખી નાટિકામાં ધ્યાન ખેંચે ત્હેવાં આ ચાર જ પાત્રો છે.

## ૫. નાટક અને નાટિકાનો ભેદ.

નાટક અને નાટિકામાં ઘણો મ્હોટો ભેદ નથી, છતાં નાટકનાં લક્ષણો, નાટિકાનાં લક્ષણોથી ઘણે અંશે જૂદાં પડી જાય છે. નાટકમાં બહુ પ્રસિદ્ધ બનાવનું વર્ણન, ઇતિહાસપ્રસિદ્ધ પુરાણી કથાઓનાં મૂળમાંથી લેવામાં આવે છે. નાટકમાં પાંચ સન્ધિ હોય છે. નાટકમાં પાંચથી દસ સુધી અંકો હોય છે. નાટકમાં જે રાજાનું પાત્ર હોય છે, તે પ્રખ્યાત વંશનો જ રાજા હોય છે. જેમકે દુષ્યન્ત, રામ, આદિ. વળી તે રાજા ધીરોદાત્ત અને પ્રતાપવાન હોય છે. નાટકનો મુખ્ય રસ શૃંગાર કે વીર હોય છે, અને બીજા રસો ગૌણ હોય છે.

નાટિકામાં મુખ્યત્વે કરીને ચાર અંકનો સમાવેશ કરવામાં આવે છે. નાટિકાનાં પાત્રોનો ઘણો મ્હોટો ભાગ સ્ત્રી વર્ગ હોય છે. રત્નાવલીમાં રાજા અને વિદૂષક સિવાય બીજાં પુરુષપાત્રો બહુ જણાતાં નથી; પણ સાગરિકા, સુસંગતા, વાસવદત્તા, કાઞ્ચનમાલા વગેરે સ્ત્રીપાત્રો વારંવાર જોવામાં આવે છે. રાજા પ્રખ્યાત, આનંદી, અને ધીર હોવો જોઈએ. વત્સરાજ આવું જ પાત્ર છે. રત્નાવલી નાટિકામાં નાયિકા રત્નાવલી છે, અને તે રાજકુલમાં ઉત્પન્ન થયેલી છે. નાટિકામાં નાયિકા રાજવંશમાં ઉત્પન્ન થયેલી હોવી જોઈએ. નાટિકામાં કલ્પવામાં આવેલું સ્થળ અંતઃપુર હોવું જોઇએ. રત્નાવલી-

માં અંતઃપુરનું સ્થાન કલ્પવામાં આવ્યું છે. નાટિકામાં રાજા રાણીથી બ્હીતો રહેવો જોઈએ. વત્સરાજ વારેવારે વાસવદત્તાથી ડરતો રહે છે. નાટિકામાં નાયક અને નાયિકાનો સમાગમ રાણી દ્વારા થવો જોઈએ. વાસવદત્તાને હાથે જ રાજા અને સાગરિકાનો હસ્તમેલાપ થાય છે.

આમ રત્નાવલીને નાટિકા કહેવામાં આવે છે. નાટિકા અને નાટકનાં લક્ષણો* સાહિત્યદર્પણમાં સંપૂર્ણ વર્ણવવામાં આવ્યાં છે.

૬. **રત્નાવલીની ટૂંક વાર્તા:**—કૌશામ્બી નગરીના રાજા વત્સરાજને ઉદયનના નામથી પણ ઓળખવામાં આવે છે. તે રાજા જ આ નાટિકાનું મુખ્ય પાત્ર છે. ત્હેની પત્ની વાસવદત્તા ઉજ્જનના રાજાની દિકરી થતી હતી. યોગન્ધરાયણ નામના વિશ્વાસુ અને લાયક પ્રધાનના હાથમાં રાજાએ રાજ્યનો સઘળો કાર્યભાર સોંપી દીધો;

---

* નાટકનાં લક્ષણો:—**नाटकं ख्यातवृत्तं स्यात् पञ्चसन्धिसमन्वितम् । विलासर्ध्यादिगुणवद् युक्तं नानाविभूतिभिः ॥ सुखदुःखसमुद्भूतिनानारसनिरन्तरम् । पञ्चादिका दशपरास्तत्राङ्काः परिकीर्तिताः ॥ प्रख्यातवंशो राजर्षिः धीरोदात्तः प्रतापवान् । दिव्योऽथ दिव्यादिव्यो वा गुणवान् नायको मतः ॥ एक एव भवेदङ्गी शृंगारो वीर एव वा । अङ्गमन्ये रसाः सर्वे कार्यं निर्वहणेऽद्भुतम् ॥ चत्वारः पञ्च वा मुख्याः कार्य्यव्यापृतपुरुषाः । गोपुच्छाग्रसमाग्रन्तु बन्धनं तस्य कीर्तितम् ॥ सा. द. ६–२७७ ॥**

નાટિકાનાં લક્ષણો:—**नाटिका क्लृप्तवृत्ता स्यात् स्त्रीप्राया चतुरङ्किका । प्रख्यातो धीरललितस्तत्र स्यान्नायको नृपः ॥ स्यादन्तःपुरसंबंधा संगीतव्यापृताऽथवा । नवानुरागा कन्याऽत्र नायिका नृपवंशजा ॥ संप्रवर्तेत नेतास्यां देव्यास्त्रासेन शङ्कितः । देवी पुनर्भवेज्ज्येष्ठा प्रगल्भा नृपवंशजा ॥ पदे पदे मानवती तद्वशः संगमो द्वयोः ॥ सा. द. ६–५४१ ॥**

પ્રધાન પણ રાજાનું અને રાજ્યનું ભલું થાય, તેવું જ ઇચ્છી કાર્ય-ભાર ચલાવતો હતો.

સિંહલ દેશના રાજા વિક્રમબાહુને રત્નાવલી નામની પુત્રી હતી. આ વિક્રમબાહુ વાસવદત્તાનો મામો થતો હતો. રત્નાવલીના જન્મ પછી જોશીઓ જન્મપત્રિકાઓ તૈયાર કરી લાવ્યા, અને ગ્રહની સ્થિતિ ઉપરથી તેઓએ એમ ભાખ્યું, કે જે રત્નાવલીને પરણશે, તે ચક્રવર્તી રાજા થશે. રત્નાવલીને વત્સરાજ સાથે પરણાવવાનો વિક્રમ-બાહુનો વિચાર હતો; પણ પોતાની ભાણેજ વાસવદત્તા રખેને નાખૂશ થાય, એ વિચારથી વત્સરાજ સાથે રત્નાવલીનો વિવાહ તે કરી શક્યો નહોતો. બીજી પાસથી યૌગન્ધરાયણને રત્નાવલીના સૌભાગ્ય-દેવતાની ખબર પડી હતી; તેથી પોતાના રાજાની ઉન્નતિ ઇચ્છનાર પ્રધાને, રત્નાવલી સાથે વત્સરાજનું લગ્ન થાય, એવી યુક્તિઓ રચવા માંડી. પરન્તુ ત્હેને બે હરકતો નડતી હતી. એક તો એજ કે વાસવદત્તા રખેને નાખુશ થાય, તેવો સંદેહ રાખતા રત્નાવલીના પિતાને સ્હેલાઇથી શી રીતે સમજાવવો; બીજી હરકત એ હતી કે રત્નાવલી સપત્ની થાય, તો વાસવદત્તાના મનનું સમાધાન કેવી રીતે કરવું?

પહેલી હરકત દૂર કરવાને ત્હેણે એક યુક્તિ રચી. યૌગન્ધરાયણે એવી વાત ઉરાડી કે, રાણી વાસવદત્તા લાવણક મહેલમાં બળી ગયાં છે; અને આ અફવા રત્નાવલીના પિતાને કાને જાય, તેવાં પગલાં ત્હેણે લીધાં. સિંહલ દેશના રાજા વિક્રમબાહુએ જ્યારે વાસવદત્તાના બળી ગયાના સમાચાર સાંભળ્યા, ત્યારે યૌગન્ધરાયણે મોકલેલા બાભ્રવ્ય સાથે પોતાના પ્રધાન વસુભૂતિ અને રત્નાવલીને વત્સરાજ પાસે મોક-લ્યાં. જે વહાણમાં તેઓ આવતાં હતાં, તે વહાણ કમનસિબે ખડક ઉપર અથડાઈ ભાંગી ગયું. વસુભૂતિ અને બાભ્રવ્ય તો જેમ તેમ કરીને કિનારે પહોંચી ગયા, અને કોસલ દેશની સ્હામે લડવા મોકલેલા વત્સરાજના સેનાપતિ રૂમણ્વાનને તેઓ મળી ગયા. તેઓએ તો એમજ ધાર્યું કે રત્નાવલી ડૂબી ગઈ; પણ રત્નાવલીની વિધાતા-દેવી બલવતી હતી. એક લાકડાનું પાટીયું હાથ લાગવાથી રત્નાવલી ત્હેને વળગી

રહી; અને કેટલાક વેપારીઓ વહાણમાં જતા હતા, તેમના જોવામાં આવવાથી, ત્હેને તેઓએ પોતાના વહાણમાં લઈ લીધી. રત્નાવલીના કોટમાં મોતીનો હાર જોઈ તેઓ ચમક્યા; કારણ તે જ હાર તેઓએ સિંહલના રાજાને વેચાતો આપ્યો હતો. તેઓએ રત્નાવલીને યૌગન્ધરાયણના હાથમાં સોંપી. રત્નાવલીનું નામ ઢાંકવાને યૌગન્ધરાયણે ત્હેનું નામ સાગરિકા પાડ્યું; અને ત્હેને વાસવદત્તાના અંતઃપુરમાં રાખી.

આટલું થયા, પછી હવે જે બનાવ બને છે, તેમાં આ નાટિકાનો સમાવેશ થાય છે.

મદન મહોત્સવ સમયે રાજા વત્સરાજ પોતાના મહેલની અટારીએથી નાગરિકોના છલકાઈ જતા યૌવનના ઉછાળા નિહાળી રહ્યો હતો, તે સમયે દેવી વાસવદત્તાએ કહાવ્યું, કે “મ્હારે રાતાચોળ અશોક વૃક્ષના મૂળ આગળ ભગવાન્ કામદેવની પૂજા કરવાને મકરન્દ વાડીમાં જવું છે, તેથી મહારાજે ત્યાં અવસ્ય પ્રત્યક્ષ રહેવું.” આમ કહેવરાવી વાસવદત્તા પોતાની સખીઓ સાથે મકરન્દ વાડીમાં આવી પહોંચી. રખે રાજા સાગરિકાને જોઈ જાય, તેવા ભયથી વાસવદત્તાએ સાગરિકાને વઢીને કાઢી મૂકી. વાસવદત્તાએ પોતાને કેમ કાઢી મૂકી હશે, તે ન જાણવાથી, સાગરિકા કામદેવની પૂજાનો વિધિ જાણવા ઉત્સુક બની; તેથી કામદેવની પૂજાનો લાભ લેવા, તે છાનેમાને વાડીમાં ફૂલ વીણવા મંડી ગઈ. એટલામાં રાજા અને વિદૂષક રાણી વાસવદત્તા પાસે આવી પહોંચ્યા. ફુલ વીણી રહી સાગરિકા જેવી સંતાઇને કામદેવની પૂજા નિહાળવા લાગી, કે તરત ત્હેણે કામદેવની પ્રત્યક્ષ મૂર્તિરૂપ રાજાને જોયો. ત્હેણે એમજ ધાર્યું કે, આંહિ કામદેવ પ્રત્યક્ષ આવી પૂજા સ્વીકારતા હશે. પણ આખરે ત્હેનો ભ્રમ ભાંગી ગયો; અને ‘પિતા તો મ્હારાં આમની સાથે લગ્ન કરવાના હતા,’ એ વિચારથી ભોળી બાળા પ્રેમવશ બની. પૂજાની સમાપ્તિ થતાં સાગરિકાને ઘણી જ નાખુશીથી મહેલમાં પાછાં ચાલી જવું પડ્યું.

કામદેવે સાગરિકાના હૃદયમાં તનમનાટ મચાવી દીધો. ત્હેના

પ્રેમ–કમળની પાંખડીઓ અનુકૂળ મદન–વાતથી ધીરે ધીરે વિકસવા લાગી. મદનની મીઠી ગલીપચીથી તે બ્હાવરી બની. મદનનો સળવળાટ ન સ્હેવાવા તે અંતે કદલીકુંજમાં ગઈ; અને છાને માને રાજાની છબી ચિતરવા લાગી. છબી ચિતરાઇ રહી, એટલામાં ત્હેની હિતેચ્છુ સખી સુસંગતા પાછળથી આવી પહોંચી. રાજાની છબી જોઈ ત્હેણે રાજાના ચિત્રની પાસે જ સાગરિકાનું ચિત્ર દોર્યું. સાગરિકા સુસંગતા-ને પોતાની પ્રેમ–પીડાની વાત કહી સંભળાવતી હતી, તેટલામાં એક મસ્તાની વાંદરો પાંજરામાંથી છૂટીને નાઠો; અને બંને સખીઓ ઘણી ગભરાઈ ગઈ. આ ધમાધમીમાં સાગરિકાની માનીતી સારિકા પાંજરા-માંથી ઊડી ગઈ; અને ત્હેની શોધમાં જવાની ઉતાવળથી ચિત્રામણ અજાણથી ત્યાંનું ત્યાં જ રહેવા દઈ ને, બન્ને જણીઓ ઉતાવળેથી કદલી કુંજમાંથી ચાલી ગઈ.

અઋતુકાળે પ્રાપ્ત થયેલાં પુષ્પોવાળી નવમાલિકાને જોવાને તે જ સ્થળે રાજા અને વસન્તક ( વિદૂષક ) બંને આવી પહોંચ્યા. સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચિત સાંભળી જવાથી સારિકા એના એજ શબ્દો બોલતી હતી. આ બધું રાજાએ અને ત્હેના મિત્ર વસન્તકે સાંભળ્યું. સારિકા જે કુમારિકાની પ્રેમ–પીડાનું વર્ણન કરતી હતી, તે બાલિકા કોણ હશે, તે જાણવાની તીવ્ર જિજ્ઞાસા થવાથી, તેઓ બન્ને કદલીકુંજમાં આમતેમ ફરવા લાગ્યાં; એટલામાં જ વસ-ન્તકની દૃષ્ટિ ચિત્રપટ ઉપર પડી; અને તેમાં રાજા અને ત્હેની પાસે એક કુમારિકાને દીઠી. તે કુમારિકાનું સૌન્દર્ય જોઈ રાજા તો છક્ક જ થઈ ગયો, અને તે કુમારિકાના સૌન્દર્યનાં વખાણ કરતો હતો, એટ-લામાં સાગરિકા અને સુસંગતા કુંજમાં આવી પહોંચ્યાં. રાજા અને તેના મિત્ર વચ્ચે થતો વાર્તાલાપ તેઓ સાંભળી ગયાં. પહેલી જ વાર કુમારિકાનાં દર્શન રાજાને થયાં, અને તેઓ બંને ભેટવા જતાં હતાં, એટલામાં વસન્તકની મૂર્ખ ટીકાથી સાગરિકા ન્હાસી ગઈ; અને રાજા તદ્દન નિરાશ થઇ ગયો. વાસવદત્તા અને ત્હેની સખી કાંચનમાલા

નવમાલિકાને જોવાને તે જ કદલીગૃહમાં આવી પહોંચ્યાં. પરંતુ ચિત્ર-પટ ઓચિન્તું વાસવદત્તાની નજરે પડ્યું, તેથી માથું દુખવાનું બ્હાનું કાઢી, તે ત્યાંથી જતી રહી. રાજાએ વિનવણી કરી ત્હેને પાછી બોલાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે બધો ફોકટ ગયો.

રાજા અને સાગરિકાનો ફરી મેળાપ કરાવવાને વસન્તકે બીજી યુક્તિ રચી. સાગરિકાએ વાસવદત્તાનો, અને સુસંગતાએ કાંચનમાલાનો વેશ સજી, સંધ્યાકાળના આછા આછા પ્રકાશમાં માધવીકુંજ પાસે તેઓ મળે, એવી ગોઠવણ વસન્તકે કરી: પણ આ ગોઠવણની ખબર કાંચનમાલાને પડી ગઈ, અને તે જ સમયે અને તે જ સ્થળે રાણી વાસવદત્તા સાથે જવાનો ત્હેણે નિશ્ચય કર્યો. રાજા વિદૂષકની કરેલી ગોઠવણથી ભૂલાવામાં પડ્યો, અને રાણી વાસવદત્તાને જ સાગરિકા ધારી એની સાથે એ પ્રમાણે વાત કરવા લાગ્યો. એટલામાં ચન્દ્ર ઊગતાંની સાથે અંધકાર દૂર થયો, અને રાજાને પોતાની ભૂલ જણાઈ આવી અને તે ગૂંચવાયો. રાજાના કાલાવાલાને નહિ ગણકારી રાણી ઊંડા ક્રોધભરી અંતઃપુરમાં વિદાય થઈ ગઈ.

એટલામાં રાણી વાસવદત્તાના વેશમાં સાગરિકા ત્યાં આવી પહોંચી; પરંતુ રાજા તરફથી અવધીરણાની બ્હીકે તેણે ફાંસો ખાવાનો નિશ્ચય કર્યો. જ્યારે રાજાએ આ જોયું, ત્યારે ક્રોધથી દેવી વાસવદત્તા જ આમ કરતી હશે, એમ ધારી ત્હેને બચાવવાને તે ધાયો. પણ અંતે તેને જણાયું, કે તે સાગરિકા હતી, તેથી તે ઘણો ખુશી થયો. રાજાના કાલાવાલાનો તિરસ્કાર કરવાથી દેવી વાસવદત્તાને ઘણો ખેદ થયો. તે રાજા પાસે આવતી હતી તે સમયે ત્હેણે રાજાને સાગરિકા સાથે ભેટતાં જોયો. આ બનાવ જોઈ દેવીને ઘણું માઠું લાગી આવ્યું. તેણે સાગરિકાને નજરકેદ રાખવા વિચાર કર્યો, અને વિદૂષકને મજબૂત દોરડાથી બાંધવામાં આવ્યો. આખરે યુક્તિથી વિદૂષક તો છૂટો થઈ ગયો.

સાગરિકાને ઉજ્જૈન મોકલાવી દીધી છે, એવી અફવા રાણીએ

ઉરાડી. સાગરિકાએ પોતાનો મોતીનો હાર સુસંગતાને આપ્યો હતો, તે હાર સુસંગતાએ હમણાં જ છૂટેલા વિદૂષકને આપ્યો. રાજા ઘણો જ નિરાશ અને દિલગીર થઈ ગયો હતો, એટલામાં કોસલ દેશના રાજા ઉપર રૂમણ્વાને જીત મેળવ્યાના સમાચાર તેને મળ્યા. ઉજ્જૈનથી એક ઐન્દ્રજાલિક (જાદુના ખેલ કરનાર) ને લાવવામાં આવ્યો હતો. તેના ખેલ રાજા અને રાણી જોતાં હતાં, એટલામાં બાભ્રવ્ય અને વસુભૂતિ પણ ત્યાં આવી પહોંચ્યા. વસુભૂતિએ વહાણ ભાંગી ગયાની, અને રત્નાવલી ડૂબી ગયાની ખબર રાજાને કરી. દેવી વાસવદત્તા રત્નાવલીના મરણથી ઘણી જ દિલગીર થઇ ગઈ. આ વાત ચાલે છે, એટલામાં મહેલમાં એકાએક આગ લાગી. દેવીને અપાર શોક થવાથી તે બોલી ઉઠી, કે 'સાગરિકા અંદર છે, માટે તેને કોઈ બચાવો.' આ સાંભળતાં જ રાજા બળતી આગમાં દોડયો. રાજાની પાછળ વાસવદત્તા, બાભ્રવ્ય, અને વસુભૂતિ પણ દોડયા. જેવો રાજાએ સાગરિકાનો હાથ ઝાલ્યો, કે તરત જ આગ હોલવાઈ ગઇ. આ બધું યોગન્ધરાયણે મોકલેલા ઐન્દ્રજાલિકના પ્રયોગથી જ થયું. વસુભૂતિએ સાગરિકાને ઓળખી, અને સાગરિકા એ જ રત્નાવલી છે, એવું બધાને જણાવ્યું. દેવીએ સાગરિકા તરફ જે વર્તન ચલાવ્યું હતું, તેને માટે તે ઘણી જ દિલગીર થઈ. એટલામાં યોગન્ધરાયણ પણ ત્યાં આવી પહોંચ્યો. આ બધું કેમ બનવા પામ્યું, તે તેણે સવિસ્તર કહી સંભળાવ્યું. રાજા અને રત્નાવલી બંને દેવી વાસવદત્તાની જ ઇચ્છાથી લગ્નગ્રંથીથી જોડાયાં.

# રત્નાવલી

## નાટિકા

### પાત્રો.

**વત્સરાજ**—ઉદયનના નામથી પે ઓળખાતો કૌશામ્બી નગરીનો રાજા.

**વાસવદત્તા**—વત્સરાજની રાણી.

**યૌગન્ધરાયણ**—વત્સરાજનો હિતેચ્છુ પ્રધાન.

**વિદૂષક** (વસન્તક)—વત્સરાજનો રમુજી મિત્ર.

**વસુભૂતિ**—સિંહલ દેશના રાજાનો અમાત્ય.

**બાભ્રવ્ય**—વત્સરાજનો કઞ્ચુકી.

**રૂમણ્વાન**—વત્સરાજના સૈન્યનો સેનાપતિ.

**વિજયવર્મા**—રૂમણ્વાનનો ભાણેજ.

**રત્નાવલી** (સાગરિકા)—સિંહલ દેશના રાજાની પુત્રી. સાગરિકાના નામથી તે આખા નાટકમાં ઓળખાય છે.

**સુસંગતા**—સાગરિકાની હિતેચ્છુ સખી.

**કાંચનમાલા**—વાસવદત્તાની હિતેચ્છુ સખી.

**મદનિકા**
**ચ્યુતલતિકા** } વાસવદત્તાની ચેટીઓ.

પ્રતિહારી, ઐન્દ્રજાલિક વિગેરે વિગેરે.

# રત્નાવલી નાટિકા.

## પ્રથમ અંક.

( શાર્દૂલ૦ )

પાદાગ્રેથીં ઉભાં થતાં ઘડિ ઘડિ ભારે સ્તનોથી નમ્યાં,
જોતા આતુર નેનથી જ પૂજવા ગિરીશ ગૌરી જતાં;
લજ્જા સ્વેદથીં ધ્રૂજતાં અરપવા જાતાં શિરે શંભુના,
વચ્ચેથી કુસુમાઞ્જલિ પડી જતી, તે રક્ષજો સર્વદા. ૧

અને વળી,

( શાર્દૂલ૦ )

ક્રીધી આતુર થઇ ત્વરા, સહજ લજ્જાથી જ માથાં ફર્યાં,
પ્હેલા સંગમમાં જ સહુ સખીજને કં કં કહી પ્રેરીયાં;
આગે શંભુ નિહાળી રાગથી થતાં રોમાઞ્ચ ભ્રાન્તિ ભર્યાં,
એવાં ગૌરી હસી શિવે ભુજભીડયાં, શ્રેયઃ ત્હમારૂં કરો. ૨

( સ્રગ્ધરા. )

* નેત્રે જ્વાળા ઝરંતાં ત્રણ પણ રામના વાહ્નિ, ક્રોધે ભરેલાં,

---

* દૃષ્ટાંત બહુ બોધદાયક છે. પાર્વતીના પિતા દક્ષને ઘેર યજ્ઞ થવાનો હતો; દક્ષની મરજી વિરુદ્ધ પાર્વતીએ શિવની સાથે લગ્ન કરવાથી દક્ષ પુત્રી ઉપર અતિશય ન્હીડાયો હતો. યજ્ઞમાં દક્ષે બધાને નિમંત્રણ મોકલ્યાં, પણ શિવને કે પાર્વતી–પોતાની પુત્રી–ને પણ નિમંત્રણ મોકલ્યું નહિ. પાર્વતીએ વાત જાણી, કે દક્ષ યજ્ઞ કરે છે, તેથી ત્યાં જવાને શિવની અનુજ્ઞા લેવા આવ્યાં. શિવે બહુ સમજાવ્યાં, અને દક્ષના યજ્ઞમાં નિમંત્રણ વિના જવામાં અનેક ગેરલાભ બતાવ્યા. પણ 'પિતાને ત્યાં નિમંત્રણ શાં ? કદાચ નિમંત્રણ દેવાનું ભૂલી ગયા હશે,' આમ બોલી પાર્વતી પિતાને ત્યાં જવાને માટે

ત્રાસી ન્હાસે દ્વિજોના શિરમુકુટ ગણો ખેંચીને ભોંય નાંખ્યા;
માંડી યક્ષે સ્તુતિ, આ નિજ રડી વિનવે, દેવ હે દેવિ ! નાઠા,
ગૌરીને અટ્ટહાસે [1]મખમથન વિધિ શિવ કે,' શ્રેયઃ દ્યો તે. ૩

અને વળી,

( શાર્દૂલ૦ )

" મ્હારે કાજ મથ્યો ત્હમે મકરકેતુને પહેલાં પ્રભો !
કીધું યોગ્ય શું ધારી બેશરમ બહુમાર્ગી હું આ દેખતાં;
જાઓ, જઈ રીઝવો સ્વભાવ કુટિલા, હે કૃષ્ણ કંઠ ગ્રહ—
મૂકોને ! " રીસથી વદ્યાં શ્રી, ગિરિજા, રક્ષા ત્હમારી કરો. ૪

વળી,

જય શશધર, દેવતા નમૂં હું,
સહુ દુઃખ નાશ થજો ભૂદેવતાનાં,

હઠ લઇ બેઠાં. સ્ત્રી તે સ્ત્રી જ. શિવે રજા આપી, અને પાર્વતી ત્યાં ગયાં; પણ ત્હેમને ન બોલાવ્યાં પિતાએ, કે ન બોલાવ્યાં કોઇ બ્હેનોએ ! એકલી ત્હેમની માતા જ ત્હેમની સાથે બોલી. પાર્વતીને ઘણું જ ખોટું લાગ્યૂં. યજ્ઞમંડપમાં જતાં પાર્વતીએ સઘળા દેવોની સ્થાપના જોઈ, પણ શિવની સ્થાપના ન જોતાં સતીને અત્યંત ક્રોધ ચ્હડયો. પતિનું અપમાન સતી સાંખી શકે જ નહિ. એકદમ યજ્ઞકુંડ સમીપ જઇ ઉભાં, અને ભવોભવ શિવ પતિ મળે, એવી મ્હોટેથી પોતાની ઇચ્છા દર્શાવી, જ્વાળા નિકળતા અગ્નિકુંડમાં ત્હેમણે ઝંપલાવ્યૂં. શિવને આ વાતની ખબર થતાં જ દક્ષના યજ્ઞમાં ભંગાણ પાડી, ત્હેમણે મહાન્ યુદ્ધ આરંભ્યૂં. તે સમયે યજ્ઞનો જે દેખાવ થઇ રહ્યો, ત્હેનૂં વર્ણન આ શ્લોકમાં કવિએ ઝમકભરી ભાષામાં ઉતાર્યૂં છે.

૧. મખ=યજ્ઞ. મથન=નાશ, ભંગાણ.

શ્લોક ૪. આ શ્લોક લક્ષ્મી અને પાર્વતી બન્નેને લાગૂ પડે છે.

ભૂમિ વળી રસથી સમૃદ્ધ થાજો,
નરપતિ ઇન્દુતનુ પ્રતાપ જામો. ૫
( નાન્દી* પૂરી થયા પછી. )

**લક્ષ્મીના અર્થમાં:**—મકરકેતુ = સમુદ્ર. શ્રી વિષ્ણુએ સમુદ્રમંથન કર્યું હતું, તેનો આંહિ સંબંધ છે.

બહુ માર્ગી=વેશ્યા. કુબ્જામાં શ્રીકૃષ્ણ મોહ્યા હતા, તે સંબંધે આંહિ કહેવામાં આવ્યું છે.

સ્વભાવ કુટિલા = ખરાબ સ્વભાવવાળી.

કૃષ્ણ કંઠગ્રહ મૂકોને = હે કૃષ્ણ! મ્હારો કંઠગ્રહ [ કંઠ પકડયો છે તે ] મૂકીદોને ! બાકીનું બધું સ્હમજાઇ જાય તેવું છે.

**પાર્વતીના અર્થમાં:**—

મકરકેતુ = કામદેવ. શંકરે કામદેવને બાળીને ભસ્મ કર્યો હતો, તે વાત તો સુપ્રસિદ્ધ છે.

બહુમાર્ગી=ગંગા. શંકરે જટામાં ગંગાજીને ધારણ કર્યાં હતાં, તેની અદેખાઇ પાર્વતીને થવાથી આ વચન આંહિ આપ્યું છે.

સ્વભાવ કુટિલા = જેનો સ્વભાવ વાંકીચૂંકી રીતે ચાલવાનો છે, તે, ગંગાજી.

કૃષ્ણકંઠ ગ્રહ=હે કૃષ્ણકંઠ ! મ્હારો ગ્રહ [હાર] મૂકીદોને. ! સમુદ્રમંથન સમયે હલાહલ વિષ નીકળતાં, ત્હેનું પાન શિવજી કરી ગયા હતા, એ તો પુરાણ–પ્રસિદ્ધ વાર્તા છે. વિષપાનને લીધે એમનો કંઠ કૃષ્ણવર્ણનો થઇ ગયો હતો.

શ્લોક ૫:—છેલ્લી લીટી:—ચંદ્રના જેવી કાન્તિવાળા શરીરને ધારણ કરનારા નરપતિનો પ્રતાપ જામજો. શ્રી હર્ષ સંબંધે જ આંહિ ઉક્તિ કરવામાં આવી છે.

* નાટકના આરંભમાં જ કોઈ પણ દેવની સ્તુતિનાં જે ચરણો આવે છે, તેને નાન્દી કહેવામાં આવે છે. આ નાન્દી બોલનાર સૂત્ર-

**સૂત્રધાર**—બસ, બહુ થયું! મહારાજા શ્રી હર્ષદેવના તાબાના દેશદેશથી આવેલા ખંડીઆ રાજાઓએ મ્હને આજે વસન્તોત્સવમાં આદરપૂર્વક બોલાવીને કહ્યું કેઃ—“ અમ્હારા સ્વામી શ્રી હર્ષદેવે અપૂર્વ વસ્તુરચનાથી શોભાયમાન રત્નાવલી નામની નાટિકા લખી છે, એમ અમ્હારા સાંભળવામાં આવ્યૂં છે, પણ અમ્હે તે નાટિકાને ભજવાતાં જોઈ નથી. તેથી સહૃ જનના હૃદયને આનંદથી છલકાવી દેનારા તે રાજાના માનની ખાતર, અમ્હારા ઉપર કૃપાની દૃષ્ટિથી તે નાટિકા સંપૂર્ણ પ્રયોગ સહિત ભજવી બતાવો. ” તેથી ત્હેમની ઇચ્છાને માન આપી, રંગમંડપમાં બરોબર રચના કરી, હૂં ત્હેમની અભિલાષા પૂર્ણ કરૂં. મ્હને એટલૂં તો ચોક્કસ લાગ્યૂં છે કે સમાજનૂં મન તો ક્યારનૂંયે આકર્ષાયૂં છે; કારણ કે,

( શાર્દૂલ૦ )

[1] જ્યાં શ્રી હર્ષ સમાન નિપુણ કવિ, આ સારગ્રાહી સભા,
ચિત્તાકર્ષી જ વત્સરાજની કથા, નાટ્યે અમ્હેં દક્ષ જ્યાં;
આ એકેક જ વસ્તુ ઈષ્ટ ફળ દે, તો ત્યાં કહેવૂં જ શૂં,
જ્યાં સંજોગ થયો અહીં સહૂ તણો મારાં સુભાગ્યો વડે ! ૪

ચાલ ત્યારે; ઘેર જઈ મ્હારી પત્નીને બોલાવી લાવી હૂં ગાયનનો આરંભ કરાવૂં. ( આમ તેમ ફરી પડદા સામૂં જોઈ ) આ ઘર આવ્યૂંઃ લાવ, અંદર જાઉંઃ ( પ્રવેશ કરી ) આર્યે, આંહિ જરા આવોને!

---

ધાર જ છે, છતાંયે નાન્દી આરંભમાં જ પહેલી ગણાય, તેટલા સારૂ સૂત્રધારનૂં નામ હવે મૂકવામાં આવે છે.

૧ પ્રિયદર્શનામાં આ શ્લોક આવે છે. તેનૂં રા. કેશવલાલભાઇનૂં ભાષાન્તર સરખાવોઃ—

છે શ્રી હર્ષ નરેશ એશ કવિ; ને દક્ષ ગુણગ્રાહી છે.
વાર્તા છે વર વત્સરાજની; અમે નાટ્યે કરંદા છિયે.
વસ્તુ વાંછિતસિદ્ધિ સારૂ બસ છે આમાંની અક્કેકી એ.
ત્યાં સંજોગ જ સર્વનો મુજ મહાભાગ્યે મળ્યો આજ છે

**નટી** (પ્રવેશ કરી)—આ આવી આર્યપુત્ર. કહો, શું કાર્ય આજે આદરવાનું છે ?

**સૂત્ર૦**—પ્રિયે, રત્નાવલી નામની નાટિકાનો પ્રયોગ જોવાને આ રાજાઓ ઘણા આતુર છે, તેથી નેપથ્યમાં આભૂષણાદિ સજવા ચાલો.

**નટી** (ઉદ્વેગ સહિત)—પ્રિય, ત્હમે તો ખરેખરા નફકરા હો ! ત્હમને તો નાટક ભજવવાનું ગમે; પણ મ્હારા દિલને તો પૂછવું જોઇએ છીએ. મ્હારી એકની એક પુત્રીનો વિવાહ દૂર દેશમાં ત્હમે કરી યે દીધો છે. પણ દૂર વસતા ત્હેના પતિ સાથે ત્હેનાં લગ્ન કેવી રીતે થશે, એ જ ચિન્તાથી મ્હને તો મ્હારી જાતનું યે ભાન નથી રહેતું, ત્યાં નાટક ભજવવાની તો વાત જ શી !

**સૂત્ર૦**—પ્રિયે ! 'દૂર વસતા' આવું બોલી નકામો ઉદ્વેગ માં કરો. જુઓને,

(ગીતિ.)

[1]દૂર દેશમાં વસતાં, સાગરમાં કે બીજા દ્વિપો વિષે,
હોય વિધિ અનુકૂળ તો, સત્વર પ્રેમી દિલો કરે ભેળાં. ૫

(પડદા પાછળ) એમ જઃ એમાં શક શો ? (દૂર દેશમાં...ઇ૦ ફરીથી ગવાય છે.)

**સૂત્ર૦** (સાંભળીને, હર્ષ પામી)—આર્યે, મ્હારો ન્હાનો ભાઈ યૌગન્ધરાયણનો વેષ લઇને આવે છે. ચાલો ત્યારે, આપણે પણ નેપથ્યમાં આભૂષણાદિ સજી તૈયાર થઈ જઈએ.

(બન્ને જાય છે.)

**પ્રસ્તાવના સમાપ્ત.**

---

૧. આ ગીતિ નાટિકાનું બીજ છે. નાટિકામાં બનવાના બનાવનું સૂચન કેવું સુંદર રીતે કર્યું છે ?

( યૌગન્ધરાયણ પ્રવેશ કરે છે. )

* યોગ૦—એમજ: એમાં શક શો ? ( દૂર દેશમાં...ઇ. ફરીથી બોલે છે. ) અથવા જોશીઓના કહેવા ઉપર વિશ્વાસ રાખી, જેને સારૂ પરણવાની માગણી થયેલી, તે સિંહલેશ્વરની પુત્રી સમુદ્રમાં વહાણના ભાગવાથી ડૂબી ગઈ, અને લાકડાનું ડીમચૂં પકડી બહાર આવી, એ બનાવ બનવો ક્યાં, અને સિંહલ દેશથી પાછા ફરતાં કોશામ્બીના વાણીઆએ તેની અવસ્થા જોઈ હેને માન આપ્યું, તે પણ બનવૂં ક્યાં ! પોતાની જ આપેલી રત્નમાળાથી તે વાણીઆએ તેને ઓળખી, અને તે વાણીઓ હેને આંહિ લાવ્યો. ખરે, અમ્હારા મહારાજાનો અભ્યુદયકાળ પાસે આવતો જણાય છે. ( વિચાર કરીને ) મ્હેં પણ હેને દેવીના હાથમાં માનભેર સોંપી, તે પણ ઠીક થયૂં. મ્હેં એમ સાંભળ્યૂં છે, કે આપણો કંચુકી બાભ્રવ્ય પણ સિંહલદેશના અમાત્ય વસુભૂતિની સાથે મહા મહેનતે સમુદ્ર ઓળંગીને આવતાં, કોસલ દેશને જીતવા ગયેલા રૂમણ્વાનને મળ્યા છે, માટે મહારાજનૂં કાર્ય તો પાર પડયા જેવૂં જ છે; પણ મ્હને હજૂ ધીરજ રહેતી નથી; અથવા એટલૂં તો ચોક્કસ, કે ચાકરીમાં સહજ દુઃખ તો રહેલૂં જ છે.

( શાલિની. )

સ્વામી વૃદ્ધિ કાજ આરંભ થાતાં,<br>
દૈવે આપ્યો હાથ આધાર માટે;<br>
જોશી વાક્યો સત્ય નિશ્ચે જ હોયે,<br>
સ્વેચ્છાચારે સ્વામીની બ્હીક લાગે. ૬

( પડદા પાછળ શોરબકોર. )

---

* નાટિકાની વસ્તુ સ્હમજાવવાને યૌગન્ધરાયણની આ વાણી બહુ જ ખપ લાગે છે. મુદ્રારાક્ષસમાં ચાણક્ય, અને શેકસ્પિયરે લખેલા ટેમ્પેસ્ટમાં પ્રૉસ્પેરો આમ જ નાટકની વસ્તુ સ્હમજાવે છે.

( સાંભળીને ) નગરીના લોકો તબલાંઓની થાપથી મધુર લાગતાં ગાયનો તાળીઓ પાડીને ગાતા હોય, તેવો અવાજ સંભળાય છે; તેથી હું માનું છું, કે નગરજનોનો મદન મહોત્સવનો આનંદ જોવા મહારાજા મહેલ તરફ પ્રયાણ કરશેઃ કારણ કે એ તો,

( વસન્તતિલકા. )

[1]થઈ શાન્ત વિગ્રહ કથા રતિકાન્ત સાક્ષાત્,
રાગી વસન્તક તણા જનચિત્તમાં રે';
આતુર રે' નિજ મહોત્સવ પેખવાને,
વત્સેશ્વર કુસુમબાણ સમાન આવે. ૭

( ઊંચે જોઈને ) અરે, મહારાજા તો મહેલ ઉપર ગયા પણ ખરા. ચાલ, ત્યારે હું ઘેર જઈને મ્હારા બાકીના કામનો વિચાર કરૂં.

**વિષ્કમ્ભક સંપૂર્ણ.**

---

( આસન ઉપર બેઠેલો રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે. )

**રાજા** ( આનન્દથી )—મિત્ર વસન્તક !

**વિદૂ૦**—મહારાજ ! શી આજ્ઞા ?

**રાજા**— ( શાર્દૂલ૦ )

નાંખ્યો સહુ નૃપભાર યોગ્ય સચિવે, નિર્મૂળ શત્રુ થયા,
આનંદે સુખથી પ્રજા સહુ વસે, જ્યાં દુઃખ છે લેશ ના;

---

૧ શ્લોકઃ ૭—પહેલી બે લીટીનાં વિશેષણો વત્સેશ્વરને અને કુસુમબાણને તેમના યોગ્ય અર્થમાં લાગુ પડે છે. વત્સેશ્વરના રાજ્યમાં વિગ્રહ ( યુદ્ધ ) શાન્ત થઈ ગયો હતોઃ કુસુમબાણ વિગ્રહ ( શરીર ) વિનાનો હતો. વત્સેશ્વર સાથે વસન્તકનો અર્થ લેતાં વસન્તક એટલે વિદૂષક એવો અર્થ થાય છે. કુસુમબાણ સાથે વસન્તકનો અર્થ વસંતઋતુ થાય છે. વિગ્રહ શબ્દને શરીરના અર્થમાં સ્વ. દોલતરામ કૃપારામ પંડયા, હેમના ઇન્દ્રજિત વધ મહા કાવ્યમાં વાપરે છેઃ

'લેજો હરી વિગ્રહ રામ કેરું, સુચિન્હ આ વિગ્રહનું ભલેરૂં.'

છે પ્રદ્યોત સુતા, વસંતઋતુ આ, તૂં ધૈર્ય દેનાર છે,
જાણું ઉત્સવ આદરો જન કરે, છો કામ સંતોષ લે. ૮

વિદૂ૦ (હર્ષથી)—વયસ્ય, ખરી વાત છે. હૂં તો વળી એમજ માનૂં છૂં, કે આ તો ત્હમારો યે નહિ, ને કામનો યે નહિ, પણ મ્હારા જેવા બ્રાહ્મણનો મદનોત્સવ છે. પણ ત્હમે ત્હમારો માની બેઠા છો! ત્હોયે તેથી શું? જૂઓને; મધુથી ઉન્મત્ત બનેલી કામિની સ્ત્રીઓ સાથે ક્રીડા કરતા નગરજનોનો આનંદ કેવી મસ્તી આણી રહ્યો છે! ચારે પાસ મોહોલ્લાઓમાં ઢોલના અવાજ સંભળાય છે; દસે દિશાઓ ધુળ અને સુગંધી પદાર્થોનાં રજકણોથી ભરાઈ ગઈ છે. આને લીધે ખરેખર મદન મહોત્સવની ખુબી કંઈ ઓર જ દીપી ઉઠી છે.

રાજા (હર્ષથી ચારે પાસ નિહાળીને)—ઓહો! નગરજનોનો પ્રમોદ હવે છલકાઈ જતો જણાય છે. કારણ કે:—

(સ્રગ્ધરા.)

*વર્ષે આમોદધારા, દિનસમ ઉજળાં કુંકુમે મુખ શોભે,
હેમાલંકાર કાન્તિ ઝગહળતી, નમ્યાં તાજથી શિર બારે;
કામીનાં લક્ષણોથી ધનપતિ વિભવો હારતા એમ લાગે,
કૌશામ્બી પીળી પીળી કનકથી જડીયાં લોક અંગે સુહાવે. ૯

વળી,

(શાર્દૂલ૦)

ફુવારા જળના નિરંતર ઉડે, ખાડા ભરાતા જળે,
ક્રીડાથી ઝટ થાય કાદવ ઘણો ભીનાં ભીનાં આંગણે;

* હોળીના દિવસોમાં ગુલાલથી રમત રમવાનો રિવાજ હવે તો ઘસાતો જાય છે. મદન મહોત્સવના આનંદો આપણે તો પુસ્તકમાં વાંચવાના જ રહ્યા. પાશ્ચાત્ય પ્રજાના નાચ કઢંગા નથી ગણાતા, પણ ગુલાલ અને પીચકારીથી હોળી ખેલવાનૂં હવે આપણે કઢંગૂં ગણતાં શીખ્યા. શૃંગાર રસનો સાચો અનુભવ આપણા નસીબમાં તો નહિજ ને?

સતું સિંદૂર જે પ્રમત્ત-પ્રમદાના ભાલથી ત્યાં પડે,
રંગાલાં પગ તેથી રત્નની ભૂમિએ પાદપંક્તિ પડે. ૧૦

**વિદૂ૦** (જોઇને)—અરે વયસ્ય! કુશલ કામી જનોની જળની પીચકારીના સચોટ પ્રહાર થવાથી નીકળતા ' અરેરે ' ×શબ્દ વડે મનોહર લાગતા વિલાસીની સ્ત્રીઓના વિલાસો તો જુઓ.

**રાજા** (ચારે પાસ નિહાળીને)—વયસ્ય, ત્હેં મ્હને ઠીક બતાવ્યું, કારણકે,

(વસંતતિલકા.)

નિસ્તેજ થઈ સહૂ દિશા પટવાસથી આ,
દેખાય કાંક મણિના ઝળકાટ ઝાંખા;
જાણે ભુજંગ ફણમાં મણિનો પ્રકાશ,
૧પાતાલનું સ્મરણ આંહિ મને ય થાય. ૧૧

**વિદૂ૦**—અરે, મદથી અસ્થિર ગતિએ ચાલતી, અને વસંતઋતુનાં વિહાર-નૃત્ય કરતી ચ્યુતલતિકા સાથે આંહિ મદનિકા આવે છે. મહારાજ, એમનાં દર્શન તો કરો.

(ત્યાર પછી પ્રકૃત આર્યા ગાતી ગાતી વસંતવેશ ધારેલી બે ચેટીઓ પ્રવેશ કરે છે.)

**ચેટીઓ**—

(ગીતિ.)

ખીલી આંબા ડાળો, મદનદૂતી પ્રિય થઈ હૃદય શોષે,
માન ભાન પ્રમદાનાં શીતલ દક્ષિણ પવન વડે હારે. ૧૨

---

× સીત્કાર શબ્દનો અર્થ ' અરેરે ' કરવો અહીં અમને યોગ્ય લાગે છે. એક વાક્યમાં કવિએ કેવું સુંદર ચિત્ર દોર્યું છે? આપણી આંખ આગળ જ જાણે કે બનાવ ન બનતો હોય!

૧ પાઠાંતર:—પાતાલનું અંહીં મને પણ ભાન થાય.

ઊંડા ઊંડા અંધકારમાંથી ઝીણો ઝીણો તેજસ્વી પ્રકાશ આવતો હોય, તેવી જાતનો આ શ્લોકમાં ભાવ છે.

ખીલ્યાં બકુલ સુવાસે ઇચ્છિત પ્રિયતમ તણા સમાગમથી,
યુવતીવૃંદ અધીરાં થાતાં, સ્હે નહિ વિલંબ ક્ષણ તેથી. ૧૩
મૃદુ થાતાં જનહૃદયો પ્રથમ વસંતક પ્રભાવથી આંહિ,
વીંધે કામ પછી ત્યાં પ્રણયી હૃદયો સતત કુસુમશરથી. ૧૪

**રાજા** ( જોઇને )–ઓહો, ક્રીડા તો સરસ જામી છે ! કેમકેઃ–

( સ્રગ્ધરા. )

૧ઢીલા થઈ વીખરાતાં અલક સજી રહ્યા પુષ્પ શોભા ત્યજે છે,
નૂપુરો મત્ત વેસ્યા પગથી ઝણુઝણે બેવડા ત્યાં અવાજે;
ક્રીડામાં હાર વાગે સ્તનતણી ગતિથી હાંફતાં વારવારે,
કેડોમાંથી નમે છે કુચ વજન થકી રાગથી ના ગણે તે. ૧૫

**વિદૂ૦** ( હસીને )–વયસ્ય, ત્હેમના ભેગો ભળીને હૂં પણ ઉત્સવમાં ભાગ લઉં છૂં, હો !

**રાજા** ( સ્હેજ હસીને )–એમ કર, ત્યારે.

**વિદૂ૦** ( ઉઠીને ચેટીઓ પાસે જઈ ટીખળ કરતાં કરતાં )–ઓ અલિ મદનિકા, અલિ ઓ ચ્યુતલતિકા, મ્હને આ ચર્ચરી રાગ શીખવોને?

**બન્ને** (હસી પડીને)–હાય, હાય! આ તો ચર્ચરી†રાગ ન કહેવાય.

---

૧ શું સુંદર ચિત્ર ! પુષ્પોથી શોભતા વારાંગનાઓના અંબોડા ઢીલા થઈ જવાથી પુષ્પો ખરી પડે છે; ક્રીડામાં હાલચાલ થવાથી પગના નૂપુરો બેવડા અવાજ કરી રહ્યા છે; કડાનો થાક લાગવાથી હાંફતાં સ્તનો સહિત છાતી ઉછળે છે; અને વજનદાર કુંભ જેવા સ્તનોને લીધે કેડોમાંથી વારાંગનાઓ નમી જાય છે, છતાંએ કામને વશ થવાથી તેમના સ્તનભારની તેઓ દરકાર કરતાં નથી.

કવિકુલગુરૂ કાલિદાસના વિલાસને ઘે બે ઘડી ભૂલાવે એવું શું આ ચિત્ર નથી?

† **चर्चरीसंज्ञो गीतिविशेषः ।**

**द्रुतमध्यलयं समाश्रिता पठति प्रेममराजटी यदि ।**
**प्रतिमण्ठकरासकेन वा द्रुतमध्या प्रक्रमा हि चर्चरी ॥**

વિદૂ૦—એમ કે? ત્યારે શું એ?

મદનિકા—એ તો એ લીટીનો ‡દ્વિપદીખંડ કહેવાય.

વિદૂ૦—શું ત્યારે આવા જ ખંડના મોદક બને કે?*

ચેટીઓ (હસીને)—અરે નહિ, નહિ. એ તો ગવાય છે.

વિદૂ૦—ત્યારે શા કામનૂં એ. એકલું ગવાતૂં હોય, તેવૂં તો મ્હારે નથી જોયતૂં. ત્યારે તો હૂં મ્હારા મિત્રની પાસે જ પાછો જતો રહૂં. (જાય છે.)

ચ્યુતલતિકા—મદનિકા, આપણે હવે ઘણીવાર ક્રીડા કરી. ચાલ, હવે રાણીએ કહાવેલો સંદેશો મહારાજને કહીએ.

મદનિકા—હા, ચાલ એમ કરીએ.

(આગળ ચાલે છે. રાજાની પાસે આવી.)

---

ચર્ચરી રાગ એ એક જાતની ગીતિ છે. વૃક્ષનાં સૂકાં પાંદડાં—વિશેષ્ય કરીને તાડનાં પાંદડાં બળતાં જે ચર્ચર અવાજ થાય છે, તેવા ધ્વનિવાળા કાવ્યને ચર્ચરી રાગવાળૂં કાવ્ય કહેવાય છે. આ ત્વરિત ગતિવાળૂં કાવ્ય કહેવાય છે. ચર્ચરી રાગમાં દ્રુત અને મધ્ય એવા બે લય હોય છે, અને તે રાગ નટી પ્રેમાવેશથી ગાય છે. વળી દુઃખથી કે શોકની લાગણીથી પ્રિયજનને સંભારવામાં આવતાં જે ભાવ આપણામાં ઉત્પન્ન થાય છે, તે જ ભાવ ચચરી રાગમાં દૃસ્ય થાય છે. તદુપરાંત ચર્ચરી રાગ ગાતાં તાલ અને ભાવ પ્રમાણે હાથના ચાળા કરવામાં આવે છે.

* मोदकाः स्वादन्ते ब्राह्मणैः ॥ બ્રાહ્મણ—ભટ તો લાડુના જ સગા.

‡ દ્વીપદી ખંડ—બે પદ વાળી ગીતિનો એક પ્રકાર છે. આ ગીતિને ચાર ચરણો હોય છે, અને ત્હેમાં તેર કલા સમાઈ છે. ભરત નાટ્યશાસ્ત્રમાં ત્હેનાં લક્ષણો આમ ગણાવવામાં આવ્યાં છેઃ—[illegible] गीतिर्भरतेन प्रकीर्तिता। भवेच्चतुर्भिश्चरणैस्त्रयोदशकलात्मकैः॥

**બન્ને**—જય થાઓ! મહારાજનો જય થાઓ! મહારાજ, દેવી આજ્ઞા કરે છે કે—( લજ્જાથી અર્ધું બોલી અટકી પડે છે. ) નહિ, નહિ મહારાજ, દેવી વિનંતિ કરે છે કે—

**રાજા** ( હર્ષથી સ્હેજ હસીને માનથી )—મદનિકા, દેવી આજ્ઞા કરે છે, એમાં જ મધુરતા છે; વળી આજે તો વિશેષ કરીને; કારણ આજે તો કામદેવનો મહોત્સવ છે. તેથી કહે, કે દેવીની શી આજ્ઞા છે?

**ચેટીઓ** ( પાસે આવી )—' રાતા અશોકના મૂળ આગળ સ્થાપન કરેલા ભગવાન્ શ્રી કામદેવની પૂજા કરવાને મ્હારે મકરન્દ વાડીમાં જવું છે, માટે આપ મહારાજે ત્યાં અવશ્ય સમીપ રહેવું,' એવું દેવી સૂચવે છે.

**રાજા** ( આનન્દથી )—વયસ્ય! જોયું કે, એક ઉત્સવમાંથી બીજો ઉત્સવ કેવો આવે છે તે!

**વિદૂ૦**—વયસ્ય, ઉઠો, ચાલો, આપણે ત્યાં જઈએ. ત્યાં ગયા પછી આ બ્રાહ્મણનું પણ કાંઇ સ્વસ્તિવાચન થશે ખરૂં!

**રાજા**—મદનિકા, તમે બન્ને જાઓ, અને દેવીને કહેજો, કે અમ્હે સત્વર મકરન્દ વાડીમાં આવીએ છીએ.

**ચેટીઓ**—જેવી મહારાજની આજ્ઞા. ( બન્ને જાય છે. )

**રાજા**—વયસ્ય, મકરન્દ વાડીનો માર્ગ બતાવ.

**વિદૂ૦**—જેવી મહારાજની આજ્ઞા. આમ, મહારાજ! આમ. ( આગળ ચાલે છે. ) ( જોઇને ) અરે, મકરન્દ વાડી તો આ આવી. પ્રવેશ કરો, મહારાજ! ( પ્રવેશ કરીને ) જુઓ, જુઓ મહારાજ! મલય પર્વતના પવનથી ડોલતાં આંબાનાં ઘટાદાર વૃક્ષોના મોર ખરી પડવાથી વાડીમાં ચાદર પાથર્યા બરાબર દેખાવ થઈ રહ્યો છે; અને વળી મદોન્મત્ત ભમરાઓના ગુંજારવમાં કોકિલાઓના સ્વરો મળવાથી કેવું મધુર સંગીત સંભળાય છે? તમને આમ માનપૂર્વક આદર

સત્કાર આપતી હોય, તેવી મકરન્દ વાડી અત્યારે જણાય છે, તે તો જૂઓ મહારાજ !

**રાજા** ( ચારે પાસ નિહાળી )—મકરન્દવાડીની શી શોભા ! અહીં તો,

( શાર્દૂલ૦ )

કુંળી કુંપળથી પ્રવાળ સરખો રાતો ધરે રંગ જે,
ત્યાં ગુંજારવથી લીલા ભ્રમરની અસ્પષ્ટ વાણી ધરે;
વારંવાર અનિલથી મલયના, શાખા ઘણી હાલતી,
એવાં વૃક્ષ વસંતના બળ થકી રે' મસ્ત વારૂણીથી. ૧૬

અને વળી,

( સ્રગ્ધરા. )

પુષ્પો ધારે બકુલો મુખ ભરી મદિરા સુંદરી છાંટતામાં,
છાંટાતાં રક્ત મધે તરૂણી મુખ થકી ચંપકો કાન્તિ ધારે;
ઝંકારો નૂપુરોના પગપ્રહરથી રસે ઊભરાતાં અશોક,
આરંભે છે સુણીને ગણગણ કરવા વૃંદ ભૃંગો તણાં ત્યાં. ૧૭

શ્લોક ૧૬:—વસંત ઋતુમાં વૃક્ષો તદ્દન નવાં પાન ધારણ કરે છે. તે સમયે ધીમો ધીમો પવન વાવાથી વૃક્ષોનું ડોલવું, એ જાણે વારૂણીથી મસ્ત બન્યાં ન હોય, તેવાં વૃક્ષો લાગે છે.

શ્લોક ૧૭:—આ સમયની માન્યતા પ્રમાણ વિનાની તો નહિ જ હોય. આ જાતનો ભાવ કાલિદાસે પણ જણાવ્યો છે. પુષ્પોત્પત્તિ થવાને માટે કિયા કિયા વૃક્ષને સ્ત્રીઓ તરફથી શું શું મળવું જોઇએ, તે વિષે મલ્લિનાથ લખે છે કે:-

**स्त्रीणां स्पर्शात् प्रियंगुर्विकसति बकुलः सीधुगंडुषसेकात् ।**
**पादाघातादशोकस्तिलककुरबकौ वीक्षणालिङ्गनाभ्याम् ॥**
**मंदारो नर्मवाक्यात् पटुमृदु[illegible] बक्त्रवातात् ।**
**चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥**

અર્થ:—સ્ત્રીઓના સ્પર્શથી પ્રિયંગુલતાને પુષ્પ આવે છે;

**વિદૂ૦**—અરે વયસ્ય ! ભ્રમરાઓ કાંઇ નૂપુરોના શબ્દોને અનુસરતા નથી; એ તો દેવીની સખીઓના નૂપુરોનો સ્વર છે.

**રાજા**—વયસ્ય ! ખરૂં કહ્યું ત્હેં.

* ( વાસવદત્તા અને કાઞ્ચનમાલા બીજી સખીઓ સાથે ધીરે ધીરે પ્રવેશ કરે છે. )

**વાસવ૦**—અરે કાઞ્ચનમાલા ! રાતા અશોકનું ઝાડ હજીએ બધ્યૂં કેટલે દૂર છે ? મ્હારે તો ત્યાં ભગવાન્ કામદેવની પૂજા પુરી કરવાની છે.

**કાઞ્ચન૦**—આ આવ્યૂં; નથી ઓળખાતૂં દેવિ ? નિરન્તર ખીલતાં પુષ્પથી શોભાયમાન દેખાતી આ રહી માધવી લતા; નવ-માલિકા વળી આ રહીઃ ત્હેને બીજી બધીયે ઋતુમાં પુષ્પ લાવવાને મહારાજ હંમેશાં પ્રયત્ન કરે છે. ચાલો, આપણે ત્યાં જઈએ.

---

મના કોગળાથી બકુલ, પગની લાતથી અશોક, નજર નાંખવાથી તિલક, આલિંગન કરવાથી કુરબક, ધીરે સ્વરે બોલવાથી મંદાર, ઉતાવળે મૃદુ હાસ્ય કરવાથી ચંપક, ફુંકથી આંબો, ગાયનથી નમેરૂ, અને આગળ નાચ કરવાથી કર્ણિકાર પુષ્પવાળાં થાય છે.

વળી કાલિદાસ પણ આ માન્યતાને પોતાની કૃતિઓમાં સ્થાન આપે છે.

**अकुसुमितमशोकं दोहदापेक्षया वा**
**प्रणिहितशिरसं वा कान्तमार्द्रापराधम् ।**—માલવિકાગ્નિ મિત્ર.
**असूत सद्यः कुसुमान्यशोकः स्कन्धात् प्रभृत्येव सपल्लवानि ।**
**पादेन नापैक्षत सुन्दरीणां संपर्कमासिञ्जित-नूपुरेण ॥**—કુમારસંભવ.
**एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी**
**काङ्क्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनास्याः ॥**—મેઘદૂત.

* વાંચનારને હવે વાસવદત્તાની સુપાત્રતા તરફ ધ્યાન રાખ-વાની જરૂર છે.

( આમ તેમ ફરે છે. ) દેવિ, ત્હમારે પૂજા કરવાની છે, તે આ રહ્યું રાતા અશોકનું વૃક્ષ.

**વાસવ૦**—એમ કે ? ચાલો ત્યારે. પૂજાની બધી સામગ્રી આંહિ લાવો.

**સાગરિકા** ( આગળ આવી )—દેવિ, આ બધું તૈયાર છે.

**વાસવ૦** ( જોઇને, મનમાં )—શું સખીઓની બેફિકરાઈ ! [1]જેની દૃષ્ટિએ આ ન પડવી જોઈએ, ત્હેની જ દૃષ્ટિએ આ પડી જશે ! હશે. લાવ કહું. ( મોટેથી ) અલિ સાગરિકા, સઘળો પરિવાર કામદેવના ઉત્સવમાં રોકાયેલો છતાં મેનાને મૂકીને તું આંહિ કેમ આવી ? એકદમ ત્યાં પાછી જા. આ બધું કાઞ્ચનમાલાને સોંપી દે. ઊઠ વ્હેલી !

**સાગરિકા**—જેવી દેવીની આજ્ઞા. ( જાય છે. કેટલેક દૂર જઈ મનમાં ) મેનાને તો મ્હેં સુસંગતાને સોંપી છે. આ ઉત્સવ જોવાનું મ્હને ઘણું મન છે. મ્હારા પિતાના અંતઃપુરમાં અનંગદેવની જેવી પૂજા થાય છે, તેવી જ પૂજા આંહિ થતી હશે કે નહિ ? કોઈએ દેખે નહિ, તેમ લાવ, સંતાઈને જોઊં. પૂજાનો સામાન તૈયાર થાય છે, ત્યાં સુધીમાં મદન ભગવાનની પૂજા કરવાને થોડાંક પુષ્પો હું પણ વીણી લાવું.

**વાસવ૦**—કાઞ્ચનમાલા, કામદેવને અશોકના મૂળ પાસે બેસાડ.

**કાઞ્ચન૦**—જેવી દેવીની આજ્ઞા. ( તેમ કરે છે. )

**વિદૂ૦**—નૂપુરનો સ્વર શાન્ત પડયો છે, તેથી હું ધારૂં છૂં, કે દેવી અશોક વૃક્ષ પાસે આવી પહોંચ્યાં હશે.

**રાજા** ( જોઇને )—વયસ્ય, આ દેવી તો—

( ગીતિ. )

લલિત કુસુમસમ કાયા, વ્રત નિયમથી કરી તનુ ધરતી,
મદન દેવ પાસે તે શોભા ભારે ધરે શરાસનની. ૧૮

---

૧ રાજાની દૃષ્ટિએ સાગરિકા ન પડે, માટે જ વાસવદત્તા ત્હેને દૂરની દૂર રાખતી હતી. પણ થનાર વસ્તુ ગમે તે પ્રકારે થઈજાય છે.

માટે ચાલો, આપણે ત્યાં જઈએ. (પાસે જઈને) પ્રિયે વાસવદત્તા !

**વાસવ૦**—અહો આર્યપુત્ર ! જય થાઓ, આર્યપુત્રનો જય થાઓ.

**કાઞ્ચન૦**—દેવિ, આપના જ હાથે રાતા અશોક વૃક્ષને ચંદન-કુંકુંમથી શોભાયમાન કરી ભગવાન્ પ્રદ્યુમ્નની પૂજા કરો.

**વાસવ૦**—લાવ ત્યારે, પૂજાની બધી સામગ્રી.

( કાઞ્ચનમાલા લાવે છે. વાસવદત્તા પૂજા કરે છે. )

**રાજા**—પ્રિયે,

( વસન્તતિલકા. )

કાન્તિ ધરે વિમલ સ્નાન થકી વિશેષે,
છેડા દિપે અધિક લાલ સુરમ્ય વસ્ત્રે;
કેવી પૂજા મદનની કરતી સુહાય,
જાણે લતા નવિન અંકુરથી ભરાય. ૧૯

અને વળી,

( ગીતિ. )

મદન પૂજનમાં રે'તાં હાથ મૂકાતો પ્રિયે ! ખરે જ્યારે,
જાણે પલ્લવ ફુટયૂં અધિક કુમળૂં અશોકનૂં દિસે. ૨૦

અને તેથી,

( અનુષ્ટુપ્. )

નિંદશે કામ આજે તો અનંગપણૂં નકી,
મા'ણે ના જેથી તે ત્હારા, હાથના સ્પર્શનૂં સુખ. ૨૧

---

શ્લોક ૧૯:—શું નૈસર્ગિક વર્ણન ! સ્નાન કર્યાથી પુરુષ કે સ્ત્રી વિશેષ સુંદર દેખાય છે. સ્નાન કરી રહ્યા પછી વાળ ભીના અને છુટા રાખી ફરતી સ્ત્રી વિશેષ મોહકતા ધારે છે. આ ભાવ તો અનુભવથી જ સ્હમજાય છે.

શ્લોક ૨૦:—આ શ્લોકથી વાસવદત્તાની કાન્તિનૂં ભાન થાય છે.

શ્લોક ૨૧:—એ તો સહુ કોઈ જાણે છે, કે શિવજીએ કામદેવને બાળીને ભસ્મ કરી નાંખ્યો હતો, તેથી તે અનંગ કહેવાય છે.

**કાઞ્ચન૦**—દેવિ, રાજાજીની યોગ્ય પૂજા કરી ત્હેમનો સત્કાર કરો.

( વાસવદત્તા રાજાની પૂજા કરે છે. બધાં બેસે છે )

**સાગરિકા** ( હાથમાં ફુલો લઇ )—અરેરે ! મ્હેં તો કુસુમો ભેગાં કરવામાં બહુ વાર કરી; હશેઃ આ વૃક્ષની પછવાડે શરીર સંતાડી, લાવ બધું જોઉં. ( જોઇને નવાઈ પામી ) આંહિ શું ભગવાન્ મકરધ્વજ પ્રત્યક્ષ આવી પૂજાનો સત્કાર કરે છે ? ત્યારે તો હું આંહિ રહીને જ આ પુષ્પોથી તે ભગવાનની પૂજા કરીશ. હે ભગવન્ કુસુમાયુધ ! ત્હમને હું નમસ્કાર કરૂં છૂં. મારા દર્શનનું ફળ મ્હને મળજો. ( ફુલ નાંખે છે. ) જોવાનું તો જોયું, હવે કોઈ મ્હને ન જૂએ, તેમ ચાલ, વહેલી વહેલી જતી રહું. ( પાછી ફરી થોડાંક પગલાં આગળ જાય છે. )

( નેપથ્યમાં વૈતાલિકનું ગાન સંભળાય છે. )

( શાર્દૂલ૦ )

થાતાં અસ્ત પ્રસારતો રવિપ્રભા અસ્તાચળે કીર્ણની,<br>
સામંતો મળતા સભાગૃહ વિષે સંધ્યા સમે હર્ષથી;<br>
ઇચ્છે પાદની સેવના, કમલની કાન્તિ જ એ લે હરી,<br>
હારે છે નૃપ ચંદ્ર શો નયનને એવો દિસે રાજવી. ૨૨

**સાગરિકા** ( પાછી ફરી રાજાને સ્પૃહાથી નિહાળતી )—અરેરે ! આ શું ? આ તો જેની સાથે પિતાએ મ્હારો સંબંધ બાંધવા ઇચ્છા કરી હતી, તે જ આ ઉદયન રાજા ! ત્યારે તો પારકાઓની દૃષ્ટિથી દૂષિત થયેલી આ કાયા ત્હેમના દર્શનથી હવે પવિત્ર થઈ.

**રાજા**—અરે ! ઉત્સવમાં આપણું ચિત્ત રોકાયું, ને સંધ્યાકાળ વીતી ગઈ, તે પણ આપણે ન જાણ્યું. હવે તો દિવસ અસ્ત થઈ ગયો પણ ખરો. દેવિ જૂઓઃ—

---

શરીર ન હોવાથી વાસવદત્તા જેવી સુંદરીના હાથનો કામદેવને પૂજામાં સ્પર્શ નહિ થાય, તેથી ખરેખર, આજે તો કામદેવ પોતાના અનંગપણાને ધિક્કારશે, એવો આ શ્લોકનો ભાવાર્થ છે.

( ગીતિ. )

ફીક્કા વદને રમણી પ્રિય વિરહના વિકાર દર્શાવે,
ઝાંખી કાન્તિ પૂર્વે ત્યમ નિશાકર તણો ઉદય સૂચવે. ૨૩

દેવિ ! ઊભાં થાઓ. ચાલો આપણે અંતઃપુરમાં જઈએ.

**સાગરિકા** ( રાજાને સ્પૃહાથી જતો જોઈ નિઃશ્વાસ નાંખી )—અરે ! શું દેવી ગયાં પણ ખરાં ! ત્યારે તો હું પણ વહેલી વ્હેલી જાઊં. હું એમને લાંબો સમય જોવા પામી નહિ, એ પણ મારૂં કમભાગ્ય !

( જાય છે. )

**રાજા** ( આગળ ચાલતાં )—

( શાર્દૂલ૦ )

કાન્તિ ઝાંખી કરે નિશાકર તણી એવાં મુખામ્બુજથી,
જો, જો, આ અરવિંદ કાન્તિ સહસા ફીક્કી પડી સુંદરિ !
સૂણી ગાન મધુકરી પ્રિય ! મીઠાં ત્હારા સખી સાથનાં,
સંતાતી કુસુમો તણા દલ વિષે શરમાઈ જાણે જતાં. ૨૪

## પ્રથમ અંક સમાપ્ત.

---

શ્લોક ૨૩:—પ્રિયના વિરહથી રમણી સ્ત્રીનૂં વદન ફીક્કૂં પડી જાય છે. એ ફીક્કા વદનથી જ ત્હેના હૃદયના વિકાર સ્હમજાય છે. પૂર્વમાં નિશાકરનો ઉદય થતા પહેલાં ઝાંખૂં ઝાંખૂં તેજ પ્રસરે છે, ને તેજ પ્રસર્યા પછી ચંદ્રનો ઉદય થાય છે; પણ ફીક્કા વદન વાળી સ્ત્રીનો પ્રિયવિરહ પ્રિયસમાગમ સૂચવતો નથી. માટે આ ઉપમા બરાબર બંધબેસતી નથી. કવિ કાલિદાસ કદીયે આવી ઉપમા ન આપે; તેમાંજ તેની મહત્તા છે. શ્રી હર્ષદેવ ઉપમાનાં બધાંયે અંગ કેટલીક વાર બરાબર સાચવી શક્યા નથી. આ શ્લોક એક દષ્ટાંત છે.

## દ્વિતીય અંક.

(હાથમાં મેનાનૂં પાંજરૂં લઈ સુસંગતા પ્રવેશ કરે છે.)

**સુસંગતા**—અરેરે ! મ્હારા હાથમાં આ મેનાનૂં પાંજરૂં મૂકીને સાગરિકા ક્યાં ગઈ હશે ? ઓ પેલી નિપુણિકા આવે. લાવ, ત્હેને જ પૂછી જોઊં.

(નિપુણિકા પ્રવેશ કરે છે.)

**નિપુણિકા** (વિસ્મય સાથે)—આશ્ચર્ય ! દેવલોકોનો પ્રભાવ તો ખરેખર અલૌકિક લાગે છે. મહારાજનો વૃત્તાંત મને ખબર છે. ચાલ, વ્હેલી વ્હેલી દેવીને કહી આવૂં. (જવા માંડે છે.)

**સુસંગતા**—અલિ નિપુણિકા, તૂં ચે ખરી; હૂં આંહિ બેઠી છૂં, તે જોયા વિના મનમાં સંકલ્પવિકલ્પ કરતી ક્યાં ચાલી જાય છે ?

**નિપુણિકા**—કોણ, સુસંગતા કે ? અલિ સુસંગતા, સારૂં થયૂં, કે ત્હેં મ્હને વિચારમાંથી જગાડી. શ્રીપર્વતથી આવેલા ખંડદાસ નામના કોઈ સાધુપુરુષ પાસેથી ઋતુ વિના ઝાડને ફુલ આણવાની વિદ્યા મહારાજા શીખી લાવ્યા છે, અને પોતાની ઊછેરેલી નવમાલિકાને ફુલથી સુંદર બનાવવાના છે. વારૂ, પણ તૂં ક્યાં જાય છે ?

**સુસંગતા**—પ્રિય સખી સાગરિકાને શોધવા.

**નિપુણિકા**—સાગરિકાને તો મ્હેં જોઈ છે. હાથમાં ચીતરવાની પીંછી લઈ, ઊંડી ચિંતામાં હોય તેવી દેખાતી, કદલી ગૃહમાં જતી હતી; માટે ત્યાં જા; હૂં પણ જરા દેવી પાસે જઈ આવૂં.

***પ્રવેશક સમાપ્ત.**

---

* રંગભૂમિ ઉપર ન ભજવવામાં આવતી વસ્તુને પ્રવેશકમાં સામાન્ય–હલકાં–પાત્રોદ્વારા જણાવવામાં આવે છે. એક અંકની સમાપ્તિ પછી, અને પછીના અંકની શરૂઆત પહેલાં વચમાં શૂં શૂં બન્યૂં, તે જણાવવાને પ્રવેશક, વિષ્કંભક વગેરેની નાટ્યકારોએ ગોઠવણ કરી છે. સાહિત્ય-દર્પણ કહે છે કેઃ—

[ કામથી પીડાતી હોય, તેવી દેખાતી સાગરિકા પ્રવેશ કરે છે. ]

**સાગરિકા** ( નિશ્વાસ નાંખી )–હૃદય! શાન્ત થા, શાન્ત થા. દુર્લભ જનના વિચાર શા ! ત્હેમાં ફળ શું ? માત્ર ફોગટ મહેનત શી! જેને જોવાથી જ આટલો બધો સંતાપ થાય છે, ત્હેને ફરીથી જોવાની લાલસા રાખવી, એ તો મૂર્ખતા જ! દુષ્ટ હૃદય, જન્મથી ઉછર્યું મ્હારી સાથે; ત્યારે શું એક પળના દર્શનથી પરિચિત થયેલા અન્ય જનની પાછળ જતાં ત્હને લાજ નથી આવતી? અરે, પણ ત્હારો શો વાંક? અનંગનાં બાણથી વીંધાવાની બ્હીકે તું આવું થઈ ગયું લાગે છે. ( આંખમાં આંસુ સાથે ) હે ભગવન્ કુસુમાયુધ ! દેવ અને દાનવો જેવા ત્હમે જીત્યા, તો પછી મ્હારા જેવી સ્ત્રી ઉપર પ્રહાર કરતાં શરમ નથી આવતી? અરે! હવે તો આ રીતે મ્હારૂં મરણ જ આવતું જણાય છે; તેથી આંહિ કોઈ પણ આવે, તે પહેલાં તે પ્રિયજનની છબી ચિતરીને લાવ, મન વાળું. અતિ કંપથી મ્હારી આંગળીઓ ધ્રૂજે છે, ત્હોયે પણ ચિત્ર વિના તે પુરુષના દર્શનનો બીજો ઉપાય છે જ નહિ, તેથી લાવ, જેમ તેમ ચિતરૂં.

[ ચિતરવા માંડે છે. ]

[ સુસંગતા પ્રવેશ કરે છે. ]

**સુસંગતા**—આ રહ્યું કદલી ગૃહ ! ચાલ, એમાં પ્રવેશ કરૂં.

[ પ્રવેશ કરી આગળ જૂએ છે. ]

આ રહી મ્હારી પ્રિય સખી. પ્રેમથી અત્યંત વિહ્વળ થઈ તે કાંઈક ચિતરે છે, તેથી મ્હને જોતી પણ નથી. હશે, તે શું ચિતરે છે, તે ન દેખાઉં, તેવી રીતે જોઉં જોઈએ.

[ ધીમેથી તેની પાછળ ઊભી રહી જૂએ છે. ]

અરે, આણે તો મહારાજાની છબી ચિતરી. ખરી, સાગરિકા,

---

प्रवेशकोऽनुदात्तोक्त्या नीचपात्रप्रयोजितः ।
अंकद्वयांतर्विज्ञेयः शेषं विष्कम्भके यथा ॥

તૂં યે ખરી! કમળનાં ઝૂંડ મૂકી રાજહંસી બીજે ક્યાંઈ પણ રમણ કરે જ નહિ.

**સાગરિકા**—છબી તો ચિતરાઈ પણ આંખમાં વારે વારે આંસુ ઉભરાવાથી તે પુરી જોવાતી પણ નથી.* [ ઊંચૂં જોઈ આંસુ લૂંછતાં જ સુસંગતાને જોઈ છબી ઢાંકતી ઢાંકતી પરાણે હસીને. ] કોણ, પ્રિય સખી સુસંગતા! આવ, સખી બેસ.

**સુસંગતા** ( પાસે આવતાં, મનમાં )—મ્હને દેખીને આણે તો છબી સંતાડી. પણ ફિકર નહિ. ( મોટેથી ) સખી, દેખાડ તો ખરી, આ ત્હેં કોની છબી ચિતરી છે ?

**સાગરિકા** ( વિચાર કરતી છબી દેખાડીને)—મદનમહોત્સવ સમયે જે અનંગ ભગવાન્ હતા ત્હેમની.

**સુસંગતા** (હસીને)—અહો, શી ત્હારી ચતુરાઈ! પણ આ ચિત્ર મ્હને સૂનૂં સૂનૂં કેમ લાગે છે? તેથી પાસે રતિનૂં ચિત્ર ચિતરી, લાવ, આ ચિત્રને શોભાવૂં. ( પીછી લઈ ચિત્ર કાઢવા માંડે છે. )

**સાગરિકા** ( જરા ચ્હીડાઇને )—સખી, આ શૂં ? ત્હેં તો મ્હારી છબી કાઢી !

---

* આ ભાવને મળતો મેઘદૂતમાંનો ભાવ સરખાવો:—

**त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलायाम्**
**आत्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुम् ।**
**अस्त्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे**
**क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ कृतान्तः॥ कालिदास.**

રીસાયેલી પ્રણયથી તને ધાતુરંગે શિલામાં,
આલેખીને ચરણ નમવા જાઉં છું તેટલામાં;
રૂંધે દૃષ્ટિ ઘડિ ઘડિ ઘડિ આંસુડાં ઉભરાતાં,
વેઠાયે ના કઠણ વિધિથી આપણો સંગ એમાં.

( સ્વ. કિલાભાઈનૂં ભાષાન્તર. )

**સુસંગતા** ( હસીને )—સખી, નકામી શું કામ ચ્હીડાઈ જાય છે ? જેવો ત્હારો કામદેવ, તેવી મ્હારી રતિ ! આ બધા ઢાંકપીછોડા મૂકી દે, અને જેવું હોય તેવું કહી દે.

**સાગરિકા** ( મનમાં )—આણે તો બધું જાણી લીધું લાગે છે. ( સુસંગતાનો હાથ ઝાલી આંખમાં ઝળઝળીઆં સાથે મોટેથી ) સખી, મ્હને ઘણી જ શરમ આવે છે. માટે બીજા કોઈને કાને આ વાત ન જાય, તેમ કરજે.

**સુસંગતા**—એમાં શરમાય છે શાની ? ત્હારા જેવા કન્યા-રત્નને આવા વરમાં અભિલાષા થવી જ જોઈએ. બીજું કોઈએ આ વાત જાણવાનું નથી. પરન્તુ આ ચતુર અને બટકબોલી મેનાની મ્હને બ્હીક લાગે છે. ત્હેણે સાંભળ્યા હોય, તેટલા શબ્દો હરકોઈ પાસે રખેને તે બોલી ઉઠે !

**સાગરિકા**—ત્યારે તો શું કરીશું ? સખી, હવે તો મ્હને વિશેષ સંતાપ થાય છે. (કામજ્વરથી પીડાતી હોય, તેવી દેખાય છે.)

**સુસંગતા** ( હૃદય ઉપર હાથ મૂકી )—સખી, શાન્ત થા, શાન્ત થા. ઊભી રહે, આ કૂવામાંથી હું નલિનીનાં પાંદડાં લઈ આવું છું. [ આમ તેમ ફરી, પાંદડાં લાવી, સાગરિકાના હૃદય ઉપર મૂકે છે. ] ધૈર્ય ધર, પ્રિય સખી, ધૈર્ય ધર !

**સાગરિકા** ( પાંદડાં ફેંકી દઈ )–સખી, આ પાંદડાં અને તન્તુઓને લઈ લે. મ્હારે સારૂ તું શીદ નકામી ચિન્તા કરે છે ? હું ખરૂં જ કહું છું કેઃ—

[ ગીતિ. ]

દુર્લભ જનમાં પ્રીતિ, લજ્જા મ્હોટી, પરવશ નિજ જાતે,
પ્રેમ વિષમ પણ જ્યારે, મરણ એજ છે ખરૂં શરણ મ્હારે. ૧

[ પૃથ્વી ઉપર ઢળી પડે છે. ]

**સુસંગતા**—સખી, આમ શું કરે છે ? શાન્ત થા, શાન્ત થા !

*[ નેપથ્યમાં ] [ સ્રગ્ધરા. ]

કંઠેથી તોડી નાંખી કનકની કપિએ સાંકળી, દ્વારમાંથી–
કૂદી ન્હાઠો, સુણાએ ચપલચરણની ઘંટડીના સ્વરો ત્યાં;
નારીઓ ભીતિ પામી, પૂંઠળ કંઇ ગયા વેગથી અશ્વપાલો,
છૂટી તે અશ્વશાળા થકી નૃપતિ તણા મંદિરોમાં પ્રવેશ્યો. ૨

અને વળી,

[ શાર્દૂલ૦ ]

ષણ્ઢોની ગણના કશી ન જનમાં, ન્હાઠા મૂકી મામને,
ત્રાસી વામન ન્હાસી કંચુકિતણા પેસે કટિ વસ્ત્રમાં;
* કિરાતો નિજ નામ સાર્થક કરે, ચોપાસ ન્હાસે ભયે.
ખુંધા થઇ નીચ ન્હાસતા ભય ધરી, કે દુષ્ટ જુએ રખે ! ૩

**સુસંગતા** (સાંભળીને, ગભરાટમાં સાગરિકાનો હાથ ઝાલી )–સખી, ઊઠ, ઊઠ; એ દુષ્ટ વાંદરો તો આંહિ જ આવે છે. ચાલ, ચાલ, આપણે આ તમાલ વૃક્ષની પાછળ, એ જતો રહે, ત્યાં સુધી સંતાઇને ઊભાં રહીએ.

[ બન્ને ભયથી કંપતાં ઊભાં રહે છે. ]

**સાગરિકા**—અલિ સુસંગતા, તેં પેલું ચિત્ર ક્યાં મૂક્યું ? કદાચ કોઇ દેખશે તો ?

**સુસંગતા**—હવે વળી ચિત્રની ક્યાં વાત કરે છે ?. જોને, દુધભાત ખાવાને પેલી મેનાનું પાંજરૂં એ દુષ્ટ વાંદરાએ ઉઘાડી નાંખ્યું, અને, ઓ ઉડી પેલી મેના ! ચાલ, ચાલ, એની જ પાછળ જઇએ.

---

* બનાવો એક પછી એક કેવા કુદરતી રીતે બનતા જાય છે, અને નાટિકાની વસ્તુને કેવી ખુબીથી કવિ ખીલવે છે, એ સ્પષ્ટ જણાઇ આવે છે. શ્રી હર્ષદેવની નાટિકાની રચના ખરેખરી રમણીય છે !

* **किर:**–આસપાસનો પ્રદેશ +**अत:** જવું, ફરવું. આસપાસના પ્રદેશમાં ભટકતો ફરે, તે કિરાત.

નહિ તો સાંભળેલા શબ્દો તે બીજાને પણ સંભળાવશે.

[ આગળ જાય છે. ]

[ નેપથ્યમાં ] હા......હા......આ...આ...શું......આ શું !!!

**સાગરિકા** ( ભયથી )–સુસંગતા, સાંભળું છું કે ? એ દુષ્ટ વાંદરો તો આંહિ આવે છે.

**સુસંગતા** (વિદૂષકને જોતાં જ હસી પડીને)—અલિ બ્હીકણ, બ્હીશ નહિ, આ તો મહારાજાનો વસન્તક છે.

**સાગરિકા** ( ઉત્કંઠાથી નિહાળીને )–સખી સુસંગતા, આ માણસ જોવા જેવો છે.

**સુસંગતા**—સખી, આને જોયાથી શું વળવાનું છે ? આ જોને, પેલી મેના કેટલે દૂર ઉડી ગઇ તે. ચાલ, ચાલ, ત્યાં જ જઈએ.

[ બન્ને જાય છે. ]

[ પડદો એકદમ ખસેડી નાંખીને ખુશી થતો થતો વિદૂષક પ્રવેશ કરે છે. ]

**વિદૂ૦**—હા...હા...આ...આ...શું...આ શું ??! ધન્ય છે, ધર્માત્મા ખણ્ડદાસ, ત્હમને ધન્ય છે. એમની બતાવેલી યુક્તિથી તો આ નવમાલિકા બારમાસી ફુલવાળી થઈ. ફુલનાં ઝુંડ થતાં દીપતી નવમાલિકા, દેવીની માનીતી માધવીલતાને હવે તો જાણે હરાવતી હોય નહિ, એમ દેખાય છે. ચાલ, હું મ્હારા મિત્રને વધામણી ખાઈ આવું. પણ અરે ! નવમાલિકા આમ પુષ્પવાળી થઈ, એવું કોકની પાસેથી સાંભળીને મ્હારો મિત્ર હરખાતો આ આવે. લાવ, ત્હેની પાસે જ જાઉં.

[ રાજા પ્રવેશ કરે છે. ]

**રાજા** ( હર્ષથી )—

( શાર્દૂલ૦ )

ખીલંતી બહૂ ઉત્કલિત કલિકા કાન્તિ વિપાણ્ડુ ધરે,
વાયુ શ્વાસ તણો નિરન્તર વહી કંપાવી દુઃખી કરે;

* ન્યાળી રહૂં જ્વરથી પીડાતી પ્રમદા બીજી લતા જેવી તો,
દેવી કોપથી લાલ મુખ કરશે, નિશ્ચે મ્હને દેખતાં.[1] ૪

ત્હેની ખબર કાઢવા વસન્તક તો ક્યારનોએ ગયો છે. તે અત્યાર

---

૧. આ શ્લોકનાં કેટલાંક વિશેષણો પ્રમદા તેમ જ લતાને લાગૂ પડે છે. ઉત્કલિત–દુઃખી; ખીલેલી. આમ એ અર્થમાં પ્રથમ અર્થ પ્રમદાને અને દ્વિતીય અર્થ લતાને લાગૂ પડે છે. વિપાણ્ડુ પણ એવો જ વિશેષણ દર્શક શબ્દ છે. શ્વાસનો વાયુ પ્રમદાને દુઃખી કરે છે, ને લતાને વાયુ કંપાવે છે. સંસ્કૃત ભાષામાં ખુબીબંધ સમાસ-પદ્ધતિથી દ્વિઅર્થ એવી રીતે ગોઠવવામાં આવ્યા છે, કે ત્હેમનું યથાસ્થિત શબ્દોમાં ભાષાન્તર ગુજરાતીમાં તો અચૂક ક્લિષ્ટ, અને ન સ્હમજાય તેવું થઇ જવાનો ભય રહે છે.

* આ ભાવ સાથે શાકુન્તલમાંનો શ્લોક સરખાવો:—

स्तनन्यस्तोशीरं प्रशिथिलमृणालैकवलयम् ।
प्रियायाः साबाधं तदपि रमणीयं वपुरिदम् ॥
समस्तापः कामं मनसिजनिदाघप्रसरयो-
र्न तु ग्रीष्मस्यैवं सुभगमपराद्धं युवतिषु॥ (तृतीयोऽङ्कः)

( હરિગીત. )

**ભાષાન્તર:**—ચોળ્યું સ્તને ચંદન અને કર કમળ કંકણ લટકતું,
પ્રિયનું પીડાતું શરીર ત્હોયે મધુરતા શી ખીલવતું !
મદનશરને ગ્રીષ્મનો સંતાપ કદિ સરખો રહે,
ના ગ્રીષ્મનો પરિતાપ યુવતીને સુભગ કદિયે બને.

**—રા. મગનભાઇ પટેલ.**

( શિખરિણી. )

લગાડ્યા છે લેપો વિરણ કચરી કોમળ ઉરે,
કડું ઘાલ્યું લેઈ કમળફુલનું દીંટ સ્વકરે;

સુધી કેમ નહિ આવ્યો હોય; વાહ !

**વિદુ૦** ( સહસા પાસે આવીને )—આ આવ્યોને વયસ્ય ! વધામણી ! મિત્ર, ત્હમારૂં ભાગ્ય જબરૂં જણાય છે.

( ખણ્ડદાસની વાત ફરીથી કહી સંભળાવે છે. )

**રાજા**—વયસ્ય, એમાં શો સંદેહ ! મણિ, મન્ત્ર અને ઔષધીનો પ્રભાવ આમ અચિન્ત્યો જ ઉદ્‌ભવે છે. જોને,

( શાર્દૂલ૦ )

દેખી વિષ્ણુ ગળે મણિ, સમરમાં શત્રુ બધા ન્હાસતા,
હારી મન્ત્ર પ્રતાપથી જઇ વસ્યા ભૂજંગ પાતાળમાં;
પૂર્વે લક્ષ્મણ વીર, વાનર શૂરા, જે ઇન્દ્રજિતે હણ્યા,
લેતાં ગંધ મહાન ઔષધી તણી પાછા થતા જીવતા. ૫

તેથી તેનાં દર્શનનાં ફળ અનુભવીએ, એવો માર્ગ બતાવ.

**વિદુ૦**—આ પાસ, મહારાજ, આ પાસ. ( જવા માંડે છે. ) ( ભય સાથે પાછો ફરી રાજાનો હાથ ઝાલી ) અરે, ન્હાસો મહારાજ ! ન્હાસો. આ ઝાડમાં કાંક ભૂત જેવૂં દેખાય છે.

**રાજા**—મૂર્ખ, બસ કર. બ્હીશમાં; એવાંઓનૂં આંહિ શૂં બળ ચાલવાનૂં છે ?

**વિદુ૦**—અરે વયસ્ય, જૂઓ તો ખરા, કે કેવા ચોખ્ખા શબ્દો તે બોલે છે ! જો મ્હારા બોલવા ઉપર ભરૂંસો ન આવતો હોય, તો જરા આગળ આવીને આપ જાતે જ સાંભળોને !

---

થયું તાવે તે આ શિથિલ કરમાઇ અતિ જઈ,
પ્રિયાની કાયા તો દરદવશ તોએ ખીલી રહી.
ખરે જાણો જે છે ભર મદનની ગ્રીષ્મ ઋતુની,
પ્રસંગે પીડા એ સમ તદપિ ના દોષ દઉંની;
ઉન્હાળાને માથે, યુવતિ વિષયે કેવલ ખરે,
બધી પીડા ક્યાં કે મદન બળથી માત્ર જ દીસે.

—રા૦ ઝવેરીલાલ યાજ્ઞિક.

**રાજા** (સાંભળીને)—

( અનુષ્ટુપ્. )

ચીપી ચીપી વદે શબ્દો મીઠા, સ્ત્રીના સ્વભાવથી,
ટૂંકા ધીમા સ્વરો સુણી, જાણું કે સારિકા વદે. ૬

( પાસે જઈ, ઊંચે જોઈ ) ખરે લે, આ તો સારિકા જ છે!

**વિદુ૦** ( ઊંચે જોઈ )—આ ? ખરેખર, આ તો સારિકા જ ! ( રોષથી લાકડી ઉપાડી ) અરે ચાકરડી! તૂં શૂં સ્હમજે છે ? શૂં ત્હારાથી વસન્તક બ્હી જશે ? ક્ષણવાર ઊભી રહે તો ખરી. હમણાં જ પાકેલા ફળ માફક લાકડીના પ્રહારથી ધડ ઉપરથી ડોકૂં જુદૂં કરી નાંખીશ.

**રાજા**—મૂર્ખ, નથી જાણતો કે એ કેવૂં મનોહર બોલે છે ? શા માટે એને બ્હીવડાવે છે ? સાંભળવા દે, એ શૂં કહે છે તે.

**વિદુ૦**—ઓ...હો...તેમાં વળી આવડો રોષ શો ? સાંભળો ત્યારે. ( બન્ને સાંભળે છે. )

( સાંભળીને નવાઈ પામી. )

**વિદુ૦**—શું બોલે છે ? હેં ! વયસ્ય! આ તો બોલે છે કેઃ- ' સખી, આ શૂં ? ત્હેં તો મ્હારી છબી કાઢી. સખી, નકામી શૂં કામ ચ્હીઢાઈ જાય છે ? જેવો ત્હારો કામદેવ, ત્હેવી મ્હારી રતિ. ' મહારાજ ! એનો અર્થ શૂં ?

**રાજા**—વયસ્ય, હૂં તો એમ ધારૂં છૂં કે, કામદેવને મિષે કોઈ સ્ત્રીએ પોતાના પ્રિયતમની છબી ચિતરી હશે; ત્હેની સખીએ એ વાત જાણી લઇ, ચતુરાઇથી રતિને મિષે ત્હેની છબી ચિતરી હશે.

**વિદુ૦** ( ચપટી વગાડીને )—મહારાજ, શાન્ત રહો; એમ પણ હોય.

**રાજા**—અરે વયસ્ય, તૂં જ છાનો રહેને ? જો સાંભળ, વળી પાછૂં એ કાંક કહે છે.

**વિદુ૦**—શૂં, શૂં ! ' સખી, એમાં શરમાય છે શાની ? ત્હારા

જેવા કન્યા રત્નને આવા વરમાં અભિલાષા થવી જ જોઈએ.'

**રાજા**—ઓહો ! આનો અર્થ તો—

**વિદૂ૦**—વયસ્ય, નકામા પંડિતાઈનો ગર્વ ન કરશો. હું જ ત્હમને એ બધું કહીશ. જે કન્યાની છબી ચિતરાઈ તે જોવા લાયક તો હશે જ, એટલું તો નિઃસંશય !

**રાજા**—જો, જો. સાંભળ વળી પાછું. આપણી ઉત્કંઠાને હવે કાંઈક વધારે જાણવાનું મળશે.

**વિદૂ૦**—મહારાજ, સાંભળ્યું એણે ક . તે ? એ તો કહે છે કે ' સખી, આ પાંદડાં અને તન્તુઓને લઈ લે. મારે સારૂ તું શીદ નકામી ચિન્તા કરે છે ? '

**રાજા**—વયસ્ય, સાંભળ્યું એટલું જ નહિ, પણ એના મનનો અભિપ્રાય પણ જાણી લીધો.

**વિદૂ૦**—મહારાજ, હજૂ પણ આ મેના કાંક લવલવ કરે છે. આ બધું સાંભળીને પછીથી હું તમને કહીશ. વયસ્ય, જુઓ તો ખરા. આ મેના તો ચતુર્વેદી બ્રાહ્મણની પેઠે ઋચા બોલવા પણ મંડી ગઈ.

**રાજા**—વયસ્ય, મારૂં ધ્યાન બીજી દિશામાં હતું, તેથી હું કાંઈ સાંભળી શક્યો નથી. કહે જોઈએ, એણે શું કહ્યું ?

**વિદૂ૦**—મહારાજ, એણે તો ગાયું કેઃ-

( ગીતિ. )

' દુર્લભ જનમાં પ્રીતિ, લજ્જા મ્હોટી, પરવશ નિજ જાતે;
પ્રેમ વિષમ પણ જ્યારે, મરણ એ જ છે ખરૂં શરણ મ્હારે.'

**રાજા**—મિત્ર, ત્હારા જેવા બ્રાહ્મણ શિવાય બીજું કોણ આવી ઋચા ભણી શકે ?

**વિદૂ૦**—ત્યારે ત્હમે શું સ્હમજ્યા ?

**રાજા**—મૂર્ખ, આ તો ગાથા છે. ભરજોબનમાં આવેલી સ્ત્રીને

પોતાનો પ્રીતમ પ્રાપ્ત થતો નથી, તેથી તે જીવવાની આશા ત્યજીને આમ કહે છે.

વિદૂ૦—ઓહો! એમ આડું શું કામ બોલો છો? સીધું જ કહી દો ને, કે ત્હમે ત્હેને પ્રાપ્ત થતા નથી. નહિ તો વળી કામદેવને મિષે બીજા કોને બોલાવે? (મોટેથી ખડખડાટ હસી પડે છે; મેના ઊડી જાય છે.)

રાજા—છટ્ મૂર્ખ! ખડખડાટ હસીને આને બ્હીવડાવી કાઢી મૂકી. જો એ તો ઊડીને બીજે ક્યાંક ગઈ.

વિદૂ૦—એ તો કેળની વાડીમાં ગઈ. ચાલો આપણે પણ ત્યાં જ જઈએ.

રાજા—

(પ્રહર્ષિણી.)

સ્હેતી જે કુસુમશરવ્યથા અસહ્ય,
વીતેલું રમણી વદે સખી સમીપ;
મેના તે ફરી વદતી સ્વરો મધુર,
સૂણાતાં જન નિજને ગણે જ ધન્ય! ૭

વિદૂ૦—ચાલો, ચાલો મહારાજ. (આમ તેમ ફરે છે.) વયસ્ય, આ રહી કેળની વાડી. ચાલો, એમાં પ્રવેશ કરીએ. (બન્ને પ્રવેશ કરે છે.) અરે, મેના તો ઊડી ગઈ. ત્યારે તો હવે પવનથી મંદમંદ હાલતાં આ કેળનાં પાંદડાંની ઘટા નીચે સ્હેજ આરામ લઈએ, તો ઠીક.

રાજા—જેવી ત્હારી ઇચ્છા. (બેસે છે.)

વિદૂ૦ (આમ તેમ જોઈ)—વયસ્ય, જુઓ પેલું વાંદરાએ ભાંગી નાંખેલું મેનાનું પાંજરૂં. ઓહો! આ ચિત્રપટ પણ આંહિ જ છે. (હાથમાં લઈ હર્ષ પામતો.) અરે વયસ્ય, ત્હમારૂં ભાગ્ય તો મ્હોટું છે. મ્હેં ત્હમુને કહ્યું, તેમજ છે. લ્યો, આ ત્હમારી જ છબી ચિતરાઈ છે. ત્હમારા શિવાય કામદેવ બીજો કોણ હોય

**રાજા** ( હર્ષ પામતો )—મિત્ર, લાવ, જોઉં તો ખરો.

**વિદૂ૦**—ના રે, ભાઈ, હું તો નહિ દેખાડું. આમાં તો વળી તે કન્યારત્નની પણ છબી છે. આવું રત્ન તે કાંઈ ઈનામ વિના દેખાડાય કે ?

**રાજા** ( બળાત્કારે ચિત્રપટ ઝુંટવી લઈ નવાઇ પામતો જોઈ રહે છે. )—ખરે,

( ગીતિ. )

કમળપત્ર વિલાસે કંપાવે તે અધિક ગણે અમને,
કોણ હશે પ્રમદા એ, રાજહંસી સમ છબી હરે મનને. ૮

[ સાગરિકા અને સુસંગતા પ્રવેશ કરે છે. ]

**સાગરિકા**—સખી, મેનાને તો આપણે ન પકડી શકયાં. ચાલ ત્યારે, કદલીગૃહમાંથી ચિત્રપટ ઉતાવળે લઈ આવીએ.

**સુસંગતા**—હા, હા; ચાલ, જઇએ. (જરાક આગળ ચાલે છે.)

***વિદૂ૦**—અરે વયસ્ય, એને છબીમાં રોતી શામાટે ચિતરી હશે ?

**સુસંગતા** ( સાંભળીને )—સખી, વસન્તક બોલતો હોય, એમ લાગે છે. હું ધારૂં છું કે, મહારાજ પણ ત્યાં જ હોવા જોઈએ. ચાલ, કદલીવૃક્ષની પાછળ સંતાઈને આપણે જોઈએ.

[ બન્ને સંતાઇને જૂએ છે. ]

[ **ધીમેથી** ] સખી, ત્હારૂં ભાગ્ય તો મ્હોટું છે. ત્હારો હૃદય-વલ્લભ ત્હારૂં જ વર્ણન કરતો ઊભો છે.

**સાગરિકા** ( શરમાઇને )—મશ્કરી કરી મને શીદ હલકી પાડે છે ?

**વિદૂ૦** ( રાજાને )—મહારાજ, એને છબીમાં રોતી શામાટે ચિતરી હશે ?

**રાજા**—વયસ્ય, મેનાએ બધુંય સ્પષ્ટ કહી દીધું છે.

---

* ચિત્રપટ જોઈ રાજા એટલો બધો વિવશ બની ગયો છે કે વિદૂષકનો આ પ્રશ્ન તે સાંભળતો જ નથી. તેથી આનો આ જ પ્રશ્ન વિદૂષકને બીજી વાર પૂછવો પડે છે.

**સુસંગતા** (હસીને)—સખી, આ ડ્હાયલી મેનાએ તો પોતાનું બધું યે ડ્હાપણ બતાવી દીધૂં લાગે છે.

**વિદૂ૦**—વયસ્ય, હવે ત્હમારાં નેત્રોને શાન્તિ થઇ કે નહિ?

**સાગરિકા** (મનમાં)—અરે, હવે તો આના જવાબમાં જ મરણ કે જીવન નક્કી થશે.

**વિદૂ૦** (રાજાને હલાવીને)*—અરે મિત્ર બોલોને, ત્હમને શાન્તિ વળી કે નહિ?

**રાજા**—વયસ્ય, એમાં પૂછે છે શૂં? જોતો નથી કે,

(શાર્દૂલ૦)

દૃષ્ટિ બહૂ શ્રમથી ઉરૂથી ખસીને નિતંબ વિષે ઠરી,
મધ્યે ત્રિવલીનાં તરંગ દિસતાં ત્યાં તો મૂંઝાઇ ગઈ;
તર્ષી થઇ પછી ત્યાંથી સ્હેજ વધતાં ઊંચાં સ્તનોએ પડે,
વારંવાર જુએ કુતૂહલથી તે આંસુ ભર્યાં લોચને. ૯

**સાગરિકા** (સાંભળીને મનમાં)—હાશ! હૃદય શાન્ત થા, શાન્ત થા! ત્હારા મનોરથ શૂં હવે આટલે સૂધીયે નથી આવ્યા?

**રાજા**—અને વળી,

(અનુષ્ટુપ્.)

પૂર્ણ ચન્દ્ર સમી શોભા મુખમાં વિધિ નિર્મીને,
થાતા દુઃખી હશે પદ્મો બીડાતાં નિજ સ્થાનનાં. ૧૦

---

* રાજા કામને લીધે વધારે વધારે શૂન્ય બનતો જાય છે. વિદૂષકના પ્રશ્નોના ઉત્તર આપવાનૂં પણ તેને ભાન નથી રહેતૂં.

શ્લોક ૯–સ્ત્રીનૂં પ્રત્યેક અંગ મોહક છે; અને જ્યાં જ્યાં કામીની દૃષ્ટિ પડે, ત્યાં ત્યાં દૃષ્ટિ ઠરી જ જાય છે, વિશેષ કરીને મોહક શરીરના મોહક અંગોમાં!!

શ્લોક ૧૦–કૂહેવાય છે કે ચંદ્ર કુમુદને વિકસાવનાર છે, પણ પદ્મને બીડાવી દે છે. સાગરિકાનૂં મુખ ચંદ્રની શોભાવાળૂં હોવાથી, પદ્મ ઉપર આસન ધારી બેઠેલા બ્રહ્મા, પોતાનાં આસનનાં પદ્મો બીડાઈ જવાથી દુઃખી થતા હશે. એ ભાવ છે.

**સુસંગતા**—સખી, સાંભળું કે ?

**સાગરિકા**—તૂં જ સાંભળને ? આ તો ચિત્રનું વર્ણન થાય છે.

**વિદૂ૦**—અહો વયસ્ય, આવી સ્ત્રીઓ જ્યારે ત્હમને આમ ચિતરીને ત્હમારો સમાગમ પ્રિય ગણે છે, ત્યારે ત્હમે તો ત્હમારૂં ચિત્ર જોતા જ નથી. ત્હમે ત્હમારી જ અવગણના આમ શું કામ કરો છો ?

**રાજા** ( નિહાળીને )—વયસ્ય, એણે મ્હને ચિતર્યો છે, તેથી તો હૂં ઘણો મકલાઉં છૂં. શામાટે હૂં તે જોઉં ? કારણ કેઃ—

( ગીતિ. )

છબી ચિતરતાં એના નયનથીં આંસુ ખર્યા અધિક દિસે,
હસ્ત સ્પર્શથી થાતો પરિસ્વેદ સમ દિસે મને શરીરે. ૧૧

**સુસંગતા**—સખી, ભર્તાએ ત્હારાં તો બહૂ વખાણ કર્યા; ધન્ય છે ત્હને !

**વિદૂ૦** ( એક પાસ જોઇને )—અહો વયસ્ય, આ વળી સરોવરનાં કમલપત્ર, અને મૃણાલનૂં રચેલૂં શયન ત્હેની મદનાવસ્થા સૂચવતૂં જણાય છે.*

**રાજા**—વયસ્ય, ત્હેં ઠીક જોયૂં. છે તો એમજ. કારણ કે,

( શિખરિણી. )

ઉભે પાસે પુષ્પો સ્તન જઘન ભારેથી ચીમળ્યાં,
રહ્યાં તાજાં મધ્યે તનુ કટી તણો સ્પર્શ ન થતાં;

---

* નૈસર્ગિક જીવન ગાળનારાં પ્રાચીન મનુજો કામદેવથી અકળાઈ શાંત થવા માટે કમળપત્ર અને મૃણાલનૂં શયન કરી શાંતિ ભોગવવા મથતાં. શાકુન્તલમાં પણ આવો જ ભાવ કલ્પ્યો છેઃ— સરખાવો—**तस्या पुष्पमयी शरीरलुलिता शय्या शिलायामियं**—એની પુષ્પભરી શિલા ઉપરની શય્યા પડી આ રહી, ભાષાન્તર—ઝવેરીલાલ યાજ્ઞિક.

વિખેરાયાં પુષ્પો શિથિલ ભુજ કેરી ગતિ વડે,
કૃષાંગીનો તાપ શયન નલિનીનું જ સૂચવે. ૧૨

અને વળી,

(માલિની.)

ઉર ઉપર મૂકેલું પદ્મિની પત્ર મ્હોટું,
અતિશય સ્મર તાપે છે બહૂ ચીમળાયું;
પરિધ્ર રમણી કેરા એ સ્તનોનો જણાવે,
દિલની મદન પીડા તેટલી ના બતાવે. ૧૩

**વિદૂ૦**—અહો વયસ્ય, એનાં ભારે સ્તનો ઉપરથી સરી પડવાથી તાપથી ચીમળાઈ ગયેલો આ કોમલ મૃણાલહાર જૂઓ તો ખરા. આ રહ્યો તે.

**રાજા** (હાર હાથમાં લઈ છાતી ઉપર મૂકી, સ્હેજ ઠપકો દેતો)—અરે જડવસ્તુ!

સરી પડ્યો તૂં સ્તન જાળમાંથી
કરે મૃણાલસ્ર જ શોચ તેથી;
જ્યાં સૂત્ર તંતુ પણ ના સમાય,
ત્હારો તહીં કેમ સમાસ થાય? ૧૪

---

શ્લોક ૧૩.—દિલની મદન પીડા શમાવવાને મૂકેલું મ્હોટું પદ્મિનીપત્ર જોઈ રાજા વિચાર કરે છે, કે સ્મરતાપથી ચીમળાયલા આ પદ્મિનીપત્રથી કન્યકાના સ્તનની વિશાળતા જેટલી એકદમ આંખ આગળ તરી આવે છે, તેટલી તેના દિલની મદન પીડા જણાતી નથી.

કુંભ જેવા વિશાળ સ્તનવાળી સ્રીઓ કામિઓને અત્યંત પ્રિય હોય છે. એ કામશાસ્રમાં કહેલા ચિન્હથી રાજાની કામવૃત્તિ અત્યંત પ્રદિપ્ત થાય છે. રતિ રહસ્યમાં પદ્મિનાં લક્ષણો દર્શાવતાં કહેલું છે કેઃ—**स्तनयुगलमनर्घ श्रीफलश्रीविडम्बि** । કુમારસંભવમાં પાર્વતીનું વર્ણન કરતાં કવિ લખે છે કેઃ—**आवर्जिता किंचिदिव स्तनाभ्याम्** । **वासो वसाना तरुणार्करागम्** ।

**સુસંગતા** (મનમાં)—અરેરે, અતિ અનુરાગથી બળતા મહારાજા ગમે તેમ બોલવા મંડી પડયા છે. ક્યાં આ મૃણાલનો હાર, અને ક્યાં આવા બોલ! માટે હવે વધારે વાર થવા દેવી ન જોઈએ. ઠીક છે ત્યારે, હવે એનો ઉપાય કરૂં. (મોટેથી) સખી, જેમને માટે તૂં આંહિ આવી છૂં, તે તો ત્હારી પાસે જ ઊભા છે.

**સાગરિકા** (ઠપકો દેતી)—કોને માટે આંહિ આવી છૂં જો સુસંગતા?

**સુસંગતા** (હસીને)—અરેરે ગાંડી, પેલા ચિત્રને માટે.

**સાગરિકા** (રોષથી)—સુસંગતા, હૂં ત્હારૂં કહેવું સમજતી નથી, તેથી હૂં તો જઈશ. (ચાલી જવા માંડે છે.)

**સુસંગતા** (સાગરિકાનો હાથ ઝાલી)—અલિ, ઊભી રહે ને હવે! લે, હું જ ચિત્ર ઊપાડી લાવૂં છૂં. (કદલીગૃહમાં જાય છે.)

**વિદૂ૦** (સુસંગતાને જોઈ ગભરાટમાં)—અરે વયસ્ય, ઢાંકી દ્યો આ ચિત્ર; આ તો ખરે, દેવીની દાસી સુસંગતા જ આવી.

(રાજા કપડાના છેડાથી ચિત્રપટ ઢાંકે છે.)

**સુસંગતા** (પાસે આવી)—જય જય મહારાજ!

**રાજા**—અમે આંહિ છીએ, એવૂં ત્હેં શાથી જાણ્યૂં?

**સુસંગતા** (સ્હેજ હસતી)—મહારાજ, માત્ર તમે આંહિ છો, એટલૂં જ જાણ્યૂં, એમ નથી. આ ચિત્રફલકનો યે સઘળો વૃત્તાંત પણ મ્હેં જાણી લીધો. તેથી હવે તો જઈને દેવીને જ કહી આવવાની છૂં.

**વિદૂ૦** (ભય પામી એકાન્તમાં રાજાને)—વયસ્ય, એ તો દેવીને બધૂં યે કહી દે તેવી છે. તેથી કાંક ઈનામ આપી તેનૂં મોઢૂં બંધ કરો.

**રાજા**—સાચૂં કહ્યૂં. (સુસંગતાને) સુસંગતા, આ તો અમ્હે ગમ્મત કરતા હતા. વિના કારણે દેવીને સંતાપ ઉપજાવીશ નહિ.

[પોતાના કાનનૂં કુંડલ આપે છે.]

**સુસંગતા**(સ્હેજ હસીને કુંડલ લેતી)—મહારાજ, આપે નકામી શંકા કરી. મ્હારે તો મહારાજની કૃપા જ બસ છે. આ કુંડલને મ્હારે શું કરવું છે? પણ પેલી મ્હારી પ્રિય સખી સાગરિકા 'મ્હારૂં ચિત્ર કેમ કાઢ્યું' એમ કહેતી ઊભી છે, ત્હેને જરા પ્રસન્ન કરો.

**રાજા** (એકદમ ઊભો થઈ)—દેખાડ, દેખાડ, ક્યાં છે એ?

**સુસંગતા**—આમ, આમ, મહારાજ.

**વિદૂ૦**—હું ચિત્રપટ લઈ લઉં છું; કદાચ ત્હેનું યે કામ પડે.

**સુસંગતા**—મહારાજ, આ રહી.

[ બધાં યે કદલીગૃહમાંથી બ્હાર આવે છે. ]

**સાગરિકા** [ રાજાને ઉત્કંઠાથી જોઈને, ધ્રૂજતી મનમાં ]—અરેરે, આમને જોઈને મ્હારાથી તો ડગલું યે ખસાતું નથી. હવે હું શું કરીશ? [ ગભરાય છે. ]

**વિદૂ૦**—વયસ્ય, આ તો નવાઈ! શું આવું રૂપ આપણા લોકમાં છે ખરૂં? મ્હને તો લાગે છે કે, બ્રહ્મા આ રૂપને ઘડયા પછી બહુ નવાઈ પામ્યા હશે!

**રાજા**—વયસ્ય, મ્હને પણ એમજ લાગે છે.

(શિખરિણી.)

વિકાસ્યાં નેત્રોથી નિજ કમળકાન્તિ ફીકી થતી,
મુખો ચારે બોલ્યાં 'કૃતિ અજબ કાંઈ ખીલી રહી';
વિધિએ ધુણાવ્યાં શિર નકિ અતિ વિસ્મય થતાં,
ઘડાઈ આ જ્યારે ત્રણ જગતનું નૂર લલના. ૧૫

**સાગરિકા** [ રાજાને જોઈ, રોષથી સુસંગતાને ]—અલિ સુસંગતા, શું ચિત્રપટ આમ લઈ આવી કે?

[ કોપથી જવાની ઇચ્છા કરે છે. ]

**રાજા**— [ વસન્તતિલકા. ]

જો કે કરે નજર ભામિનિ! કોપની તું,
દેખાય વ્હાલ ભરી, નિષ્ઠુરતા ન ધારૂં;

જો ધીમી ધીમી ગતિથી, નહિ તો ત્વરામાં,
દુઃખી થશે નહિ જતાં નકિ ગરવાં નિતંબો. ૧૬

સુસંગતા—મહારાજ, એને મસ રીસ ચ્હઢી જણાય છે, તેથી એનો હાથ ઝાલી એને રાજી કરો.

[ રાજા આનંદથી તેમ કરે છે; અને ત્હેના હસ્તસ્પર્શનું સુખ અનુભવે છે. ]

વિદૂ૦—અહો વયસ્ય! હવે તો ત્હમને આ અપૂર્વ લક્ષ્મી પ્રાપ્ત થઈ ખરી!

રાજા—વયસ્ય, સાચું કહ્યું.

( અનુષ્ટુપ. )

રમા એ છે, કરો જાણે અંકુરો પારિજાતનાં,
પ્રસેવાના રૂપે ક્યાંથી નહિ તો સ્રવતી સુધા. ૧૭

અયિ સુંદરિ! પ્રસન્ન થા. સખી સાથે આમ કોપ કરવો ત્હને ઘટતો નથી.

સુસંગતા—સખી, મહારાજે આમ ત્હારો હાથ ઝાલ્યો છે, ત્હોયે તું કોપ મૂકતી નથી, એ સારૂં ન કહેવાય.

વિદૂ૦—ઓહો! આ તો જાણે બીજાં દેવી વાસવદત્તા!

[ *રાજા ગભરાઈને સાગરિકાનો હાથ મૂકી દે છે. ]

---

શ્લોકઃ ૧૬—વ્હાલ ભર્યો કોપ સંભવી શકે છે. ઉતાવળી ગતિથી જતાં ભારે નિતંબો રખેને દુઃખી થાય, તેટલા સારૂ રાજા સાગરિકાને ધીમી ગતિથી જવાને સૂચવે છે. પણ કોપ કર્યા છતાં યે સાગરિકા રાજાની દૃષ્ટિ બહાર જઈ શકતી નથી. ભારે નિતંબ, એ હરિણી સ્ત્રીનું લક્ષણ છે. **तुच्छोदरि नितम्बाढ्या**—કામસૂત્ર.

*એ તો જનસ્વભાવ જ છે, કે ચોરેલા માલના ધણીનું નામ સાંભળીને ચોર ચમકે છે. રાણી વાસવદત્તાના પ્રેમની આમ અવગણના કરતો રાજા, સાગરિકાનો પ્રેમ મેળવવા જતાં કેવળ વાસવદત્તાના નામથી જ ચમકે છે.

**First Meeting**




પ્રથમ મેળાપ (પૃષ્ઠ ૬૩–૬૪)

**સાગરિકા**—સુસંગતા, હવે મ્હારે શું કરવું ?

**સુસંગતા**—સખી, આ તમાલવૃક્ષને ઓથે થઈને આપણે જતાં રહીએ. [ બન્ને જાય છે.* ]

**રાજા** [ આસપાસ જોઈ, વિસ્મય પામી ]—ક્યાં છે દેવી વાસવદત્તા ?

**વિદૂ૦**—વયસ્ય, મ્હેં તો એમ કહ્યું, કે આ તો જાણે અતિ ક્રોધ કરનારાં બીજાં દેવી વાસવદત્તા!

**રાજા**—ધિક્ મૂર્ખ !

[ ગીતિ. ]

દૈવ કૃપાએ મળતાં સ્નેહ બતાવ્યો, ન કંઇ પણ વળગી;
રત્નાવલી સમ કાન્તા મ્હારાથી તહેં ખરે કરી અળગી. ૧૮

[ વાસવદત્તા અને કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

**વાસવદત્તા**—કાઞ્ચનમાલા, જે નવમાલિકાને આર્યપુત્રે પુષ્પો આણ્યાં છે, તે હજી કેટલે દૂર છે વારૂ ?

**કાઞ્ચનમાલા**—દેવિ, આ કદલીગૃહ મૂક્યું, કે તરત જ જણાશે.

**વાસવદત્તા**—ચાલ ત્યારે, ત્યાં જઈએ.

**કાઞ્ચનમાલા**—હાં, ચાલો આમ, આમ. [ પરિક્રમણ કરે છે. ]

**રાજા**—વયસ્ય, હવે પ્રિયતમાને શોધવી ક્યાં ?

**કાઞ્ચનમાલા**—દેવિ, પાસે જ મહારાજા બોલતા હોય, તેમ સંભળાય છે. મ્હને લાગે છે કે કદાચ તે આપની જ રાહ જોતા હોય. માટે ચાલો, આપણે ત્યાં જ જઈએ.

**વાસવદત્તા** [ પાસે આવી ]—જય, જય આર્યપુત્ર !

**રાજા** [વિદૂષકને એકાન્તમાં]—વયસ્ય, ચિત્રફલક સંતાડી દે.

[ વિદૂષક તે બગલમાં સંતાડે છે. ]

---

* એટલું તો સ્પષ્ટ સમજાય છે, કે વિદૂષકની ટીકાના માત્ર છેલ્લા શબ્દો [ ' દેવી વાસવદત્તા ' ] રાજા, સાગરિકા, અને સુસંગતાએ ધ્યાનમાં રાખ્યા લાગે છે. નહિ તો આમ ત્રણે જણાં ગભરાય નહિ.

**વાસવદત્તા**—આર્યપુત્ર, શું નવમાલિકા પુષ્પવાળી થઈ?

**રાજા** [ વિસ્મય પામી ]—દેવિ, ત્હમને આવતાં વાર થઈ, તેથી અમ્હે અગાઉથી આવ્યા છતાં પણ, ત્હેને જોઈ નથી. ચાલો, આપણે સાથે જ જઈને જોઈએ.

**વાસવદત્તા**—આર્યપુત્ર, ત્હમારા મુખ ઉપરથી જ જણાય છે કે નવમાલિકા કુસુમિત થઈ છે. માટે હું નહિ આવું.[1]

* **વિદૂ૦** [ હાથ ઉંચા કરીને ]—હો....હો.....હો...... ઓ...! ! ફાવી ગયા આપણે ! ! [ કૂદવા મંડી પડે છે. પણ બગલમાંથી ચિત્રપટ પડી જાય છે. ]

[ રાજા વિદૂષકને આંગળી વતી સાન કરી ચિત્રપટ બતાવે છે.]

**વિદૂ૦**—અરે, બોલશો નહિ. હું હમણાં જ સંતાડી દઉં છું.

**કાઞ્ચનમાલા** [ ચિત્રપટ લઈ લે છે. ]—દેવિ, જુઓ, આ ચિત્રપટમાં શું ચિતરેલું છે ?

**વાસવદત્તા** [ નિહાળીને જોઈ, મનમાં ]—આ તો આર્યપુત્ર, અને આ વળી સાગરિકા. [ રાજાને ] આર્યપુત્ર, આ શું છે ?

**રાજા** [ શરમાઈને વિદૂષકને એકાન્તમાં ]—વયસ્ય, હવે મ્હારે શું કહેવું ?

**વિદૂ૦**—ચિંતા ન કરો. હું જ ઉત્તર આપીશ. [વાસવદત્તાને] દેવિ, આપ બીજી કાંઈ પણ કલ્પના કરશો નહિ. મ્હેં મહારાજાને

---

૧. રાણી વાસવદત્તા હવે જતાં રહેશે, અને પોતે કરેલું ઢંકાઈ જશે, એમ ધારી વિદૂષક મલકાય છે.

* કેવું અસ્વાભાવિક ! આ સ્થાને કવિ કાલિદાસની જ ખોટ જણાય છે. કવિ કાલિદાસનો વિદૂષક પોતાની જવાબદારી સ્હમજે છે, પણ આંહિ તો બગલમાં ચિત્રપટ છે તે પણ ભૂલી જનાર ભાન વિનાના વિદૂષકનો નાચ પણ કઢંગો જ લાગે છે. કવિએ ખુબીબંધ ચિત્રપટને વાસવદત્તાની દૃષ્ટિમાં આણ્યું હોત, તો રસ કાંઇક ઓર જ જામત.

છૂં કે ત્હમે ત્હમારી છબી કદાપિ ચિતરી શકો જ નહિ. આવાં વચન સાંભળીને પોતાની હુશિયારી બતાવવા આ ચિતર્યું છે.

**રાજા**—પ્રિયે, વસન્તક કહે છે, તેમજ છે.

**વાસવદત્તા** [ ચિત્રપટ જોઈને ]—આર્યપુત્ર, ત્યારે શું આ આખી કોઈ ચિતરી છે, તે વસન્તકની ચતુરાઈ કે?

**રાજા**—દેવિ, ખોટી શંકા ન કરો. માત્ર સ્વેચ્છાથી જ આ કો'ક કન્યા ચિતરી છે. પ્રથમ કોઈ દિવસ જોયેલી જ નહિ.

**વિદૂ૦**—દેવિ, ખરી વાત છે. હું જનોઈના સોગન ખાઈને કહું છું, કે અમ્હે આને પહેલાં કોઈ દિવસ જોઈ જ નથી.

**કાઞ્ચનમાલા** [ એકાન્તમાં ]—દેવિ, કદાચ એમ પણ હોય.

**વાસવદત્તા** [ એકાન્તમાં ]—અલિ, આ તો દ્વિઅર્થી બોલે છે. જાણે છે ને કે એ તો વસન્તક છે. [ રાજાને ] આર્યપુત્ર, આ ચિત્ર જોઈ મ્હારૂં માથું ભમી જાય છે; માટે આપ આંહિ સુખેથી બેસો; હું તો જઈશ. [ જવા માંડે છે.]

**રાજા** [ પાલવ ઝાલી ]—દેવિ, આમ કોપ શું કામ કરો છો?

[ શિખરિણી. ]

રિસાયા વિના તું અણુઘટતું 'થા શાન્ત' શિદ કહું?
ન કીધું હોયે 'હું કરીશ ફરી ના' એ ક્યમ વદું?
'નથી મ્હારો દોષ' ન તું વચન એ માનીશ ખરાં,
કહું આમાં હું શું નથી સૂઝતું હાવાં પ્રિયતમા. ૧૯

---

શ્લોકઃ ૧૯—હજૂ વાસવદત્તા રીસાયાં નથી; તેથી 'શાન્ત થા' એમ રાજા કેમ કહી શકે? રાજાએ સાગરિકા સાથે પ્રેમક્રીડા કરી નથી, તેથી 'હું ફરીથી એવું નહિ કરૂં,' એમ રાજા પણ શી રીતે કહી શકે. 'મ્હારો દોષ નથી' એમ જો રાજા બોલે, તો પોતાની સન્મુખ છબીમાં પરક્રિયા સાથે ચિતરાયલા પોતાના પતિને જોતી વાસવદત્તા એવાં વચન કેમ માની શકે? આવી પરિસ્થિતિમાં રાજા મૂંઝાય છે, કે હવે શું કરવું?

**વાસવદત્તા** [ વિનયથી પાલવ પાછો ખેંચી લઈ ]—આર્યપુત્ર, અન્ય કલ્પના ન કરશો. મ્હારા માથામાં ખરેખર દુઃખ થાય છે, તેથી જ હું જઈશ. [ કાઞ્ચનમાલા સાથે ચાલી જાય છે. ]

**વિદૂ૦** [ આસપાસ જોઈ ]—અરે વયસ્ય, અણધારેલે સમયે દેવી વાસવદત્તા આવી પહોંચ્યાં; પણ આમાં કાંઈ સ્હમજ્યાં નહિ, તે ઠીક જ થયું.

**રાજા**—મૂર્ખ, બસ કર. આવો સંતોષ મ્હારે નથી જોયાતો.

**વિદૂ૦**—શું ત્યારે દેવી ક્રીડાઈને જતાં રહ્યાં ?

**રાજા**—વસન્તક, જતી વખતે વિનયથી ઢંકાયેલો દેવીનો કોપ ત્હેં ન જોયો ? કારણ કે દેવીએ તો—

[ શાર્દૂલ૦ ]

જો કે વક્ર ભવાં કીધાં, વદનને ધાર્યું નીચે નમ્ર થૈ,
મર્માળુ કરી હાસ્ય, વાણી તદપિ નિષ્ઠુર ના તે વદી;
આંખો ગઇ છલકાઈ અશ્રુથી, નહિ ત્હોયે ઉઘાડી જરી,
દર્શાવ્યો નિજ કોપ, વિનય છતાં ના એમ મૂક્યો જરી. ૨૦

માટે ચાલો, દેવીનો કોપ શમાવવા અંતઃપુરમાં જઈએ.

[ જાય છે. ]

## દ્વિતીય અંક સમાપ્ત.

---

શ્લોકઃ—૨૦. દેવી વાસવદત્તાની સુપાત્રતા આંહિ કવિએ ખુબીબંધ આલેખી છે. પોતાના પતિને પરસ્ત્રીમાં અનુરક્ત જોઈ સ્ત્રીને શું નું શું થઈ જાય; આવો સ્ત્રીસ્વભાવ હોવા છતાં દેવી વાસવદત્તા વિનયથી ત્યાંથી ચાલ્યાં જાય છે. જાણે કાંઈ સ્હમજ્યાં જ ન હોય, તેમ કેવળ માથાના દુઃખનું બહાનું કાઢી તે જાય છે. વિદૂષક તો દેવીના આવા વર્તનથી ખરેખર સાચું જ માની છેતરાય છે. પણ ચતુર રાજા દેવીનો ગૂઢ કોપ કળી જાય છે.

## તૃતીય અંક.

[ મદનિકા પ્રવેશ કરે છે. ]

**મદનિકા** [ આકાશ તરફ જોઈ ]—ઓ કૌશામ્બક, ઓ કૌશામ્બક, દેવી સાથે કાઞ્ચનમાલાને દીઠી કે નહિ ? [ કાન દઈને ] હેં, શું કહે છે ? ' ત્હેને આવી ગયાને બહુ વાર થઈ ' એમ કહે છે કે ? [ આમ તેમ ફરી, આસપાસ નજર નાંખતી ] ખરે, કાઞ્ચનમાલા તો આ આવે. લાવ, ત્હેની પાસે જ જાઉં.

[ કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

**કાઞ્ચનમાલા** [ હસતી આનંદથી ]—વાહરે વસન્તક, વાહ વાહ ! આ સન્ધિ વિગ્રહની રચના કરવામાં તો તું અમાત્ય યૌગન્ધરાયણથી પણ ચ્હડ્યો.

**મદનિકા** [ સ્મિત કરી ]—અલિ કાઞ્ચનમાલા, વસન્તકે તે એવું શું કર્યું કે તું ત્હેનાં આટલાં બધાં વખાણ કરે છે ?

**કાઞ્ચનમાલા**—સખી, ત્હારે જાણીને શું કરવું છે. ત્હારા પેટમાં છાની વાત તો ટકતી નથી.

**મદનિકા**—દેવીના ચરણના સોગન ખાઈને કહૂં છું કે, હું કોઈને કાંઈ પણ જણાવીશ નહિ.

**કાઞ્ચનમાલા**—જો એમ હોય, તો સાંભળ. આજે રાજમંદિરેથી પાછાં ફરતાં મ્હેં ચિત્રશાળા પાસે સુસંગતાની સાથે વસન્તકને વાત કરતાં સાંભળ્યો.

**મદનિકા** [ આતુરતાથી ]—સખી, કહે કહે, શી વાત થતી હતી ?

**કાઞ્ચનમાલા**—વસન્તકે કહ્યું કે, ' સુસંગતા, મહારાજાની અસ્વસ્થ પ્રકૃતિનું કારણ સાગરિકા વિના ખરે, બીજું કાંઈ નથી; માટે કાંઈ ઉપાય શોધી કાઢ.'

**મદનિકા**- ત્યારે સુસંગતાએ શું કહ્યું ?

**કાઞ્ચનમાલા**—હેણે એમ કહ્યું કે, 'આજે ચિત્રપટના વૃત્તાંતથી દેવી વ્હેમાયાં છે; અને સાગરિકાને મ્હારા સ્વાધીનમાં કરી પોતાનાં વસ્ત્રાલંકાર પણ મ્હને પ્રસન્ન થઈ આપ્યાં છે. તેથી તે અલંકારો સાગરિકાને પ્હેરાવી ત્હેને દેવીનો વેશ ધારણ કરાવીશ, અને હું પણ કાઞ્ચનમાલાનો વેશ ધરીને, અમ્હે બન્ને રાત્રે મહારાજાની પાસે જઇશું. તું પણ ચિત્રશાળા પાસે બેસીને અમ્હારી વાટ જોજે. પછી માધવી લતામંડપમાં તે બેને આપણે મેળવીશું.'

**મદનિકા** [ રોષથી ]—દુષ્ટ સુસંગતા, ધિઃક્કાર છે ત્હેને. પરિજન ઉપર પ્રેમ રાખનારાં દેવીને તું શું છેતરવા માગે છે ?

**કાઞ્ચનમાલા**—મદનિકા, તું હમણાં કયાં જાય છે ?

**મદનિકા**—મહારાજાની પ્રકૃતિ અસ્વસ્થ છે, એમ સાંભળી દેવીએ ત્હેને ત્યાં ખબર જોવા મોકલી હતી; પણ ત્હેને આવતાં વાર થઈ, તેથી ચિંતાતુર થઈ દેવીએ મ્હને ત્હારી પાસે મોકલી છે.

**કાઞ્ચનમાલા**—ખરે, દેવી બહુ જ ભોળાં છે, કે તેઓ આવી વાત ખરી માને છે. કામથી પીડાતા મહારાજા તો, તબીયત ઠીક નથી, એ બ્હાને હાથીદાંતના ઝરૂખામાં બેઠા છે; ચાલ, એ ખબર દેવીને તો કહીએ.

**મદનિકા**—હા, હા, ચાલ, ઉતાવળી.

***પ્રવેશક સંપૂર્ણ.**

[ મદનાવસ્થામાં બેઠેલો રાજા જણાય છે. ]

**રાજા** [ નિઃશ્વાસ નાંખીને ]--

( શાર્દૂલ૦ )

કામાગ્નિ થકી ઉદ્દભવ્યો હૃદય ! એ સંતાપ સ્હે તું હવે,
શાન્તિનો ન હવે ઉપાય દિસતો, તું શીદ દુઃખે બળે ?

---

* પ્રવેશકમાં આ અંકની બધી સામગ્રી સૂચિતાર્થમાં રજૂ થઈ ગઈ છે. વાંચનાર આ અંક પૂરો વાંચ્યા પછી સહજ સ્હમજી શકશે.

શીળો ચંદનથી ભીનો કર મળ્યો ત્હેનો પરાણે મ્હને,
ત્હોયે મૂઢ થઈ ધર્યો ન તુજ શું, બહુ કાળ રાખ્યો છતે. ૧

અરેખર આશ્ચર્ય ! !

( અનુષ્ટુપ્. )

મન ચંચળ, સ્હેજે એ વિંધાયૂં ન વિંધાય તે,
સર્વ બાણુ થકી મ્હારૂં કામે શી રીતથી હણ્યૂં. ૨

અરેરે, કુસુમાયુધ !

( શાર્દૂલ૦ )

બાણો પાંચ જ નિર્મિયાં મદનનાં તે સૌ જનો જાણતા,
ત્હોયે એથીં અનેક કો મુજ સમા વિંધાઇ લોકો જતા;
ત્હારામાં વિપરિતતા થઇ હવે લાખ્ખો ધરી બાણને,
નિરાધાર થયેલ કામીજન આ તેથી વિંધાઇ મરે. ૩

ખરે, આવી અવસ્થામાં તો હું એની એટલી બધી ચિન્તા કરતો નથી; પણ ગરીબ બિચારી સાગરિકા, હૃદયમાં કોપ છૂપાવતી દેવીના હાથમાં રખેને એ આવી પડે, ત્હેની મ્હને બહુ ફીકર રહ્યાં કરે છે. કારણ કે,

[ શિખરિણી. ]

' રખે કો જાણે ' એ બ્હીકથીં સખીઓમાં નીચૂં જુએ,
કરે જ્યાં બે વાતો, ' મુજ તણી કરે ' એમજ લહે;

---

શ્લોક ૩:–કામનાં પાંચ બાણુથી અનેક લોકો વિંધાઈ જાય છે. પણ નિરાધાર થયેલા એકલા કામી રાજાને મદન લાખ્ખો બાણોથી મારતો જણાય છે. મદનના નિયમમાં રાજા આમ વિપરિતતા નિહાળે છે.

અનંગનાં પાંચ બાણો નીચે પ્રમાણે કહેવાય છેઃ–

**अरविंदमशोकं च चूतं च नवमल्लिका । नीलोत्पलं च पञ्चैते पञ्चबाणस्य सायकाः ॥** વળી આ પણ પાંચ બાણુ ગણાવવામાં આવે છે. **संमोहनोन्मादनौ च शोषणस्तापनस्तथा । स्तभनश्चेति कामस्य पंचबाणाः प्रकीर्तिताः ॥**

સખીનાં હાસ્યોમાં શરમ બહુ ધારે મન વિષે,
પ્રિયા થઇ વ્યાકુળી ભય બહુ દિલે એમજ ધરે. ૪

ત્હેની ખબર કાઢવા વસન્તક ક્યારનો યે ગયો છે; તે હજુ સુધી કેમ નહિં આવ્યો હોય?

[ એટલામાં હરખાતો હરખાતો વસન્તક પ્રવેશ કરે છે. ]

**વિદૂ૦**—ઓ...હો...હો...! કૌશામ્બીનું રાજ્ય મળવાથી પ્રિય વયસ્યને જેટલો આનંદ નહિ થાય, તેટલો આનંદ મ્હારી પાસેથી પ્રિય વાત સાંભળ્યાથી થશે, એમ મ્હને લાગે છે. પ્રિય વયસ્ય મ્હારી જ વાટ જોતા ઊભા લાગે છે. ચાલ, પાસે જાઊં. ( પાસે જઈને ) જય, જય મહારાજ! વયસ્ય, આપનું કાર્ય સિદ્ધ થવાની હું ત્હમને વધામણી આપું છું.

**રાજા**—વયસ્ય, પ્રિયા સાગરિકા કુશળ તો છે ને?

**વિદૂ૦**—મહારાજ, ધીરે ધીરે એ બધું આપોઆપ જ જાણશો.

**રાજા** ( હર્ષથી )—ત્યારે શું દર્શન પણ થશે?

**વિદૂ૦** ( ગર્વથી )—વાહ, બૃહસ્પતિની બુદ્ધિને ટક્કર મારૂં, એવો બુદ્ધિશાળી હોવા છતાં એમ કેમ ન થાય?

**રાજા** (હાસ્યથી)—એમાં શું આશ્ચર્ય! તું તો શું ન કરી શકે? ત્યારે મ્હને વિસ્તારથી કહે જોઈએ. હું સાંભળવાને બહુ આતુર છું.

**વિદૂ૦** ( કાનમાં કહી સંભળાવે છે. )—એમ જ!!

**રાજા** ( હર્ષથી )—શાબાશ, વયસ્ય શાબાશ! લે આ ત્હારૂં ઇનામ. [ હાથેથી કડું કાઢી આપે છે. ]

**વિદૂ૦** [ હાથમાં કડું પહેરીને પોતાને જોતો જોતો ]—ઓ વયસ્ય, આ સોનાના કડાથી શોભતો મ્હારો હાથ હું મ્હારી સ્ત્રીને બતાવી આવું. [ જવા માંડે છે. ]

**રાજા** [ રોકીને ]—સખા, પછી બતાવજે. હમણાં તપાસ કર, કે દિવસ કેટલો બાકી છે?

વિદૂ૦ [ ચારે પાસ ફરીને હર્ષથી ]—ઓહો, જુઓ, જુઓ, આ ભગવાન્ સૂર્યનારાયણ ગાઢ પ્રેમથી ચલિત થઈ, જાણે સંધ્યારૂપી સ્ત્રીને મળવાનો સંકેત કરી, અસ્તાચળ પર્વતનાં વનોમાં વિચરતા ન હોય, એમ લાગે છે.

રાજા—સખે, સંધ્યાકાળ થવા આવી. કેમકે:—

( સ્રગ્ધરા. )

' મ્હારો આ એક ચક્રી રથ ત્રિભુવનનો માર્ગ લાંબો વિટાવી,
તે તો પાછો પ્રભાતે ફરી નહિ શકશે, ' એમ ચિન્તા જ ધારી;
સંધ્યાકાળે રવિનાં કિરણથી બનતા હેમના ચક્ર આરા,
ખેંચી ચક્રો દિશાનાં જ્યમ શું રવિ ઊભો હોય અસ્તાચળે આ. ૫

અને વળી,

( વસન્તતિલકા. )

હું જાઈશ પદ્મવદના મુજકાળ વીત્યે,
તુંને જગાડીશ સુતેલી ફરી પ્રભાતે;
દે ધૈર્ય આમ નલિની સમજાવતો એ,
અસ્તાચળે કિરણ સર્વ મૂક્યાં રવિએ. ૬

વયસ્ય, માટે ઊભો થા; આપણે માધવી લતાના મંડપમાં જઈ પ્રિયતમાના સંકેતની રાહ જોઈએ.

વિદૂ૦—ઠીક કહ્યું; મિત્ર, ચાલો. (ઊઠીને, આમ તેમ જોઈને) અહો વયસ્ય, જુઓ, જુઓ. આ તો ખરે, ઘીચ વૃક્ષઝાડીને વધારે કાળી બનાવતો, અને ઘટ્ટ કાદવથી ખરડાયેલાં ભૂંડ અને ભેંસોના જેવા રંગવાળો અંધકારનો સમૂહ આ ઉતરી આવે છે.

રાજા—સખે, ત્હેં સાચું જ કહ્યું છે. કેમકે,

( શિખરિણી. )

પહેલાં તો પૂર્વે પ્રસરતું બધે એ પણ હવે,
વધે ધીરે ધીરે તરૂ નગર આકાશ સઘળે;
અતિ ગાઢું થાતાં ભુવનની રૂંધે દૃષ્ટિ પછીથી,
પિનાકી ગ્રીવાની તિમિર સમુહે કાન્તિ જ હરી. ૭

**વિદૂ૦**—ચાલો, ચાલો મહારાજ. ( ચાલવા માંડે છે. ) અહો વયસ્ય, ઘણાં ઝાડોની ઘટા થઈ જવાને લીધે આ ઉદ્યાન જાણે અંધકારનો પિંડો થઈ ગયું હોય, એમ દેખાય છે; તો પછી માર્ગ તો ક્યાંથી જ જણાય ?

**રાજા**—વયસ્ય, આગળ તો ચાલ. આ માર્ગ તો આપણો જાણીતો છે. કેમકે,

( સ્રગ્ધરા. )

હારે આ ચંપકોની દિસતી વળી અહીં શોભતાં સિન્ધુવાર,
ગાઢી પંક્તિ દિસે છે બકુલ તણી અને પાટલા પુષ્પહાર;
લેતા લેતા સુગંધી વિધવિધ દ્રુમની ધારી લઈ તે નિશાની,
આનાથી એવડાયે તિમિરથી ઢૂંપતો માર્ગ લેશું પિછાણી. ૮

**વિદૂ૦**—અરે, જુઓને વયસ્ય, મત્ત ભ્રમરાઓના ઊડવાથી બકુલના પુષ્પની રજ દસે દિશામાં ઊડી રહેલી છે, તેથી સુગંધી પ્રસરી રહી છે. લીસા મરકત મણિની જડેલી ભૂમિ ઉપર પગ મૂકતાં સુખ ઉપજે, એવા માધવીલતાના મંડપમાં આપણે હવે આવી પહોંચ્યા છીએ. માટે આપ જરા આંહિ વિરાજો, અને હું દેવીનો વેષ ધારણ કરેલી સાગરિકાને લઈને સત્વર આવું છું.

**રાજા**—ત્યારે તો વયસ્ય, ઉતાવળો જા.

**વિદૂ૦**—વયસ્ય, એવડા ઉતાવળા માં થાઓ. હું આ આવ્યો.

( જાય છે. )

**રાજા**—એ આવી પહોંચે, ત્યાંસુધી હું પણ મરકત શિલા ઉપર બેસી, પ્રિયતમાના સંકેત સમયની રાહ જોઉં. ( બેસીને, ચિન્તાથી ) ઓહો, પોતાની જ સ્ત્રીના સમાગમનો અનાદર કરી નવીન નાયિકા તરફ કામીજનનો ખરે અપૂર્વ પક્ષપાત હોય છે. કેમકે,

( હરિણી. )

**પ્રીતથી રમણી ભીરૂ થાતાં ન સીધૂં જુએ જરી,**
**રસથી અતિશે કંઠે બાઝી સ્તનો ન દબાવતી;**

પ્રીતમ પકડે ત્યારે વાતો જવાની કરે ઘણી,
રમતી રમણી ત્હોયે સંકેત સ્થાન વિષે અતિ. ૯

અરેરે, વસન્તકને કેમ વાર લાગી? ખરે, આ બનાવની ખબર દેવીને તો નહિ થઈ હોય?

[ વાસવદત્તા અને કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

---

શ્લોક ૯:—

નાયક અને નાયિકાનો પ્રથમ સંગમ ખરે આમ અર્ધ—લજ્જા ઉપજાવી રસક્ષતિને બદલે રસવૃદ્ધિ કરે, એમાં નવાઈ નથી.

સ્વ. દોલતરામ કૃ. પંડયા કૃત ઇન્દ્રજિત–મહાકાવ્યમાં આવો જ ભાવ કલ્પ્યો છે. સ્હેજ સરખામણીથી ભાવ સ્પષ્ટ થશે.

અંગસ્પર્શ કરથી નિવારતી, મર્મવાચક કટાક્ષ મારતી,
નમ્રનાથ સહ નિઃસ્પૃહા ધરે, તોય સ્નેહ દૃઢ નાથનો કરે;
ઇષ્ટનો અણગમો બતાવતી, પ્રેમ હોય પણ રીસ ધારતી,
કાન્ત 'હા' ઉપર 'ના' ભણે સદા... ... ...

વળી આ જ શ્લોકના ભાવ સાથે અમરૂશતકનો શ્લોક સરખાવો:—

**पटालग्ने पत्यौ नमयति मुखं जातविनया ।**
**हठाश्लेषं वाञ्छत्यपहरति गात्राणि निभृतम् ॥**
**अशक्ता चाख्यातुं स्मितमुखसखीदत्तनयना ।**
**ह्रिया ताम्यत्यन्तः प्रथम परिहासे नववधूः**

નીચાં ઢાળે નેનો પ્રિયુ પકડતાં પાલવ જરી,
સરી સંકોરી લે તન નિજ ભીડંતાં ભુજ ભરી;
છળે છેડંતાં એ છળી જ મલપંતી સખી ભણી,
વિલોકે કિશોરી સૌડઈ હિજરાતી શરમીલી.

—રા. કેશવલાલ હ. ધ્રુવનું ભાષાન્તર.

[1]**વાસવદત્તા**—અલિ કાઞ્ચનમાલા, મ્હારો વેષ ધારીને સાગરિકા આર્યપુત્ર પાસે શું જશે ખરી ?

**કાઞ્ચનમાલા**—ત્યારે શું હજૂ પણ દેવી ખરૂં નથી માનતાં ? ચિત્રશાળા પાસે ઉભેલા પેલા વસન્તકને જ જોવાથી આપની ખાત્રી થશે.

**વાસવદત્તા**—ત્યારે તો ચાલો, આપણે ત્યાં જ જઈએ.

**કાઞ્ચનમાલા**—હા, ચાલો ત્યારે.

[ બન્ને ચાલવા માંડે છે. ]

[ માથું ઢાંકીને બેઠેલો વસન્તક જોવામાં આવે છે. ]

**વિદૂ૦** [ સાંભળીને ]—ચિત્રશાળા પાસે શબ્દ સંભળાય છે, તેથી હું ધારૂં છૂ, કે સાગરિકા કદાચ આવતી હશે.

**કાઞ્ચનમાલા**—દેવિ, ચિત્રશાળા તો આ રહી. આપ આંહિ જ ઊભાં રહો; હું વસન્તકને ઇસારો કરી બોલાવું છું.

[ ચપટી વગાડી વસન્તકને બોલાવે છે. ]

**વિદૂ૦** [ હર્ષથી પાસે જઈ ]—સુસંગતા, ત્હારો કાઞ્ચનમાલાનો વેષ તો ખરેખર શોભે છે. પણ સાગરિકા ક્યાં ?*

**કાઞ્ચનમાલા** [ હાથથી બતાવીને ]—આ રહી.

---

૧ ખરેખર, વાસવદત્તા ભોળા સ્વભાવની છે. પોતાનો પતિ હજુ એ શુદ્ધ જ છે, એમ એના મનમાં થયાં કરે છે. પણ આગળ બનતા બનાવોથી આખરે ત્હેની ખાતરી થાય છે.

* કેવી ગંભીર ભૂલ ! આ ભૂલ તદ્દન સ્વાભાવિક છે. વિદૂષકે ગોઠવણ કરેલી હતી, કે સુસંગતા કાઞ્ચનમાલાનો વેષ ધરે, અને સાગરિકા વાસવદત્તાનો વેષ ધરે; અને આમ બન્ને જણાં રાજાને મળે; પણ વિદૂષકની આ યુક્તિની ખબર કાઞ્ચનમાલાને પડી ગઈ હતી; તેથી જે સમયે સુસંગતા અને સાગરિકા આવી પહોંચવાં જોઈએ, તે જ સમયે કાઞ્ચનમાલા અને વાસવદત્તા આવી પહોંચે છે. આ બન્નેને હજુએ વિદૂષક વેશધારી સ્હમજે છે. રાજા પણ એ જ ભૂલ કરે છે. રાજાનો પરકિયા સાથેનો પ્રેમ વાસવદત્તાને આમ પ્રત્યક્ષ થાય છે.

**વિદૂ૦**—અરે, આ તો ખરેખરાં દેવી વાસવદત્તા જ!

**વાસવદત્તા** [ વ્હેમથી મનમાં ]—શું એણે મ્હને ઓળખી ? ત્યારે તો હું પાછી જાઉં.

**વિદૂ૦**—ભગવતી સાગરિકા, આંહિ આવો.

[ વાસવદત્તા હસીને કાઞ્ચનમાલા સ્હામૂં જૂએ છે. ]

**કાઞ્ચનમાલા** [ વિદૂષક ભણી આંગળી કરીને, એકાન્તમાં ]—અરેરે, ત્હને ત્હારાં પોતાનાં વચનો સાંભરે છે કે ?

**વિદૂ૦**—ઉતાવળ કર, ઉતાવળ કર. ભગવાન્ ચંદ્રમા પૂર્વ દિશામાં ઉગવાની તૈયારી કરે છે.

**વાસવદત્તા** [ શંકા સહિત, મનમાં ]—ભગવાન્ ચંદ્રમા. આપને નમસ્કાર હજો. એક ઘડીવાર સુધી આપ પ્રકટ ન થાઓ, તો એમના મનનું હાર્દ જાણવા પ્રસંગ મળે. [ સર્વે ચાલવા માંડે છે. ]

**રાજા**—પ્રિયાને મળવાનો પ્રસંગ પાસે આવ્યો છે, છતાં પણ મ્હારૂં મન શા માટે વધારે અધીરૂં થતું હશે ? અથવા લોકોમાં કહેવાય છે, તે ખરૂં જ છે,

[ ગીતિ. ]

તીવ્ર મદન જ્વર થાતો, આરંભ કરતાં ઇષ્ટ પ્રાપ્તિ કાળે,
ઘામ થાય જયમ ભારે, ચોમાસે જળ વૃષ્ટિ અતિ સૂચવે. ૧૦

**વિદૂ૦** [ સાંભળીને ]—ભગવતી સાગરિકા, પેલા પ્રિય વયસ્ય ત્હમને જ ઉદ્દેશીને ઉત્કંઠાથી કાંક બોલે છે. હું ત્હેમને ત્હમારા આગમન વિષે કહી આવું. [ રાજા પાસે જઇને ] વયસ્ય વધામણી ! પેલાં સાગરિકા આવ્યાં છે.

**રાજા** [ હર્ષથી એકદમ ઉભો થઇને ]—ક્યાં છે, ક્યાં છે એ, વયસ્ય ?

**વિદૂ૦**—પેલાં ઉભાં.

**રાજા** [ પાસે જઈ ]—હે પ્રિયા સાગરિકા !

[ શાર્દૂલ૦ ]

સુધાંશુ સમ મુખ, અંબુજ સમાં નેત્રો, ઉરૂ કેળનાં,
હાથેલી તુજ પદ્મકાન્તિ ધરતી, બાહુ મૃણાલો સમા;
સર્વાંગે સુખદા તું એમ સહસા નિઃશંક ભેટી મ્હને,
પીડાતા બહુ કામથી શરીરને દે શાન્તિ હાવાં પ્રિયે. ૧૧

**વાસવદત્તા** ( એકાન્તમાં )—અલિ કાઞ્ચનમાલા, આર્યપુત્ર આમ કહીને વળી પાછા મ્હને કાંક કહેશે.

**કાઞ્ચનમાલા**—[ એકાન્તમાં ] ખરે, એમ જ છે. સાહસિક માણસો તો શું શું ન કરે, તે કાંઈ કહેવાય નહિ.

**વિદૂ૦**—ભગવતી સાગરિકા, વિશ્વાસ રાખીને પ્રિય વયસ્ય સાથે વાત કરો. નિત્યે કોપ કરતાં દેવી વાસવદત્તાનાં કઠિન વચનથી કડવા થઈ ગયેલા મહારાજના કાનને આપનાં મધુર વચનથી સુખ આપો.

**વાસવદત્તા** [ કોપયુક્ત સ્મિત કરીને, એકાન્તમાં ]—કાઞ્ચન-માલા, જોયું, કે હું તો એવી! વસન્તક મીઠું બોલનારો.

**કાઞ્ચનમાલા** ( એકાન્તમાં )—બધું સાંભરે છે કે?

**વિદૂ૦** [ જોઇને ]—અરે વયસ્ય, જુઓ, જુઓ. કોપાયમાન થયેલી કામિનીના કપોલ જેવો ચન્દ્ર પૂર્વ દિશાને પ્રકાશિત કરતો કરતો આ ઊગ્યો.

**રાજા**—પ્રિયા સાગરિકા, જો, જો.

[ ગીતિ. ]

કાન્તિ સર્વ હરાતાં તુજ વદનથી શશિ ગિરિશિખરે,
ઉગે પરિભવ પામી, કિરણ ઊંચે ધરી રહ્યો સામે. ૧૨

વળી ઉદય પામતાં પણ શું ચન્દ્રે જડપણું નથી બતાવ્યું? કેમકેઃ—

[ શાર્દૂલ૦ ]

ઝંખાતી શું ન પદ્મકાન્તિ? ન શું તે જોવાથી આંખો ઠરે?
જોયાથી અથવા ન શું મદનની વૃદ્ધિ મુખેન્દુ કરે?

એવો આ મુખચન્દ્ર છે; તદપિ શીતાંશુ બીજો આ ઊગે,
ત્હેને જો બહૂ થાય ગર્વ અમીનો, તે છે જ બિંબાધરે. ૧૩

[ નિહાળીને જોતાં વાસવદત્તાનું જ મુખ જોઈ નિરાશ થઈ ] અરે, આ તો દેવી વાસવદત્તા ! વયસ્ય, આમ કેમ થયૂં ?

**વિદૂ૦** [ ભય સાથે ]—વયસ્ય, બીજું શું ? હવે તો અમ્હારા ભોગ મળ્યા !

**રાજા** [ પાસે જઈ હાથ જોડી ]—પ્રિયા વાસવદત્તા, માફ કરો; પ્રસન્ન થાઓ.

**વાસવદત્તા** [ રાજાના મુખ તરફ હાથ રાખી, આંખમાં આંસુ સાથે ]—આર્યપુત્ર, એવું માં બોલો. આપનૂં બોલવૂં તો ખરે બીજાને લાગૂ પડ્યૂં છે.

**રાજા**—મ્હારો વાંક હવે ઉઘાડો પડ્યો, તો હૂં વિનંતિ પણ શું કરૂં ?

[ વસન્તતિલકા. ]

લાક્ષારસે ચરણ સુંદરિ ! લાલ દીપે,
લાલાશ તે શિર ધરૂં શરમાઈ ભારે;
જે લાલી કોપથી ધરે મુખચંદ્ર ત્હારૂં,
લેવા સમર્થ હૂઁ અલિ, બનૂં જો દયાળૂ. ૧૪

[ પગે પડે છે. ]

**વાસવદત્તા**—આર્યપુત્ર, ઉઠો, ઉઠો; આમ શું કરો છો ?

---

શ્લોક ૧૩. રાજા પોતે માનેલી સાગરિકાના મુખચંદ્રને આકાશના ચંદ્ર સાથે સરખાવે છે. મુખચંદ્રથી પદ્મકાન્તિ ઝંખાઈ જાય છે; આંખોને શાન્તિ મળે છે; જોયાથી મદન-વૃદ્ધિ પણ થાય છે. આમ બધુંયે મુખચંદ્ર કરી શકે છે. પણ જો આકાશનો ચંદ્ર અમીનો ગર્વ કરે, તો અધરોષ્ઠ ઉપર અમી જ ભરેલું છે. તેથી આકાશના ચંદ્ર સાથે મુખચંદ્ર પૂરેપૂરી હરિફાઈ કરી શકે તેમ છે.

આર્યપુત્રનું આવું હૃદય જાણ્યા પછી જે ફરીથી કોપ કરે, તે તો નિર્લજ્જ જન કહેવાય.

**વિદૂ૦**—દેવિ, ત્હમે તો દયાવાળાં છો, માટે મ્હારા મિત્રનો આ પ્હેલો અપરાધ માફ કરો.

**વાસવદત્તા**—વસન્તક, પ્રથમથી કરી રાખેલા સંકેતમાં તો હું વિઘ્નકર્તા થઇ પડી, તેથી અપરાધ તો મ્હેં કર્યો. માટે આર્યપુત્રને શંકા રાખવાનું જરાયે કારણ નથી. હું તો હવે જઇશ.

[ જવા માંડે છે. ]

**કાઞ્ચનમાલા**—દેવિ, કૃપા કરો. પગે પડેલા મહારાજાને આમ તરછોડી જવાથી અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડશે.

**વાસવદત્તા**—મૂર્ખ, દૂર જા. આંહિ વળી પશ્ચાત્તાપ કેવો? ચાલ, જઇએ આપણે. [ બન્ને જાય છે. ]

**રાજા**—દેવિ, કૃપા કરો, કૃપા કરો.

[ 'લાક્ષાઙ્કે' ૪૦ શ્લોક ફરીથી બોલે છે. ]

**વિદૂ૦**—અરે વયસ્ય, ઊઠો. વાસવદત્તા તો ક્યારનાંયે ગયાં. હવે નકામું અરણ્ય-રૂદન શા માટે કરો છો?

**રાજા**—[ મુખ ઊંચું કરીને ] અરેરે, પ્રસન્ન થયા વિના જ શું દેવી ચાલ્યાં ગયાં?

**વિદૂ૦**—આપણાં શરીર સારાં રાખ્યાં, તેટલામાંજ પ્રસન્ન થયાં, એમ સ્હમજોને?

**રાજા**—મૂર્ખ, શું અત્યારે મ્હારી મસ્કરી કરે છે? ત્હારે લીધે જ અમ્હને આવો અનર્થ થવા પામ્યો છે.

[ શિખરિણી. ]

થતી ગાઢી પ્રીતિ નિત પ્રણયના આદર થકી,<br>
ન પે'લાં કીધેલું કપટ મુજ આ જોઇ જ નકી;<br>
પ્રિયા નિશ્ચે આજે સહન ન કરી પ્રાણ ત્યજશે,<br>
અતીશે પ્રીતિમાં છળ સહન સ્હેજે નવ થશે. ૧૫

**વિદૂ**—વયસ્ય, દેવી શું કરશે, તે તો હું ન જાણું; પણ સાગરિકા તો મહા પરાણે જીવશે, એમ તો મ્હારૂં ધારવું છે.

**રાજા**—વયસ્ય, એમજ.

[ વાસવદત્તાનો વેષ ધારેલી સાગરિકા પ્રવેશ કરે છે. ]

**સાગરિકા**—[સ્વગત] દેવીનો વેષ ધારી હું સંગીત શાળામાંથી નીકળી, તે સમયે કોઈએ મ્હને દીઠી તો નહિ હોય ? પણ હવે હું શું કરૂં ? [ આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવે છે. ]

**વિદૂ૦**—અરે વયસ્ય, આમ શૂન્ય કેમ બની જાઓ છો ? કાંઈ ઉપાય છે કે નહિ, તે તો શોધી કાઢો.

**રાજા**—વયસ્ય, હું એનો જ વિચાર કરૂં છું.

**સાગરિકા** [ આંખમાં આંસુ સાથે સ્વગત ]—હવે તો મ્હારે ફાંસો ખાઈ મરી જવું, એજ સારૂં છે; કારણ સંકેતની વાત દેવીના જાણવામાં આવ્યા પછી દેવીનો તિરસ્કાર હું શી રીતે સહન કરી શકીશ? તેથી માધવી લતાનો ગાળો કરીને હું તો મ્હારૂં ધાર્યું કરૂં જ. [ આમ તેમ ફરે છે. ]

**રાજા**— વયસ્ય, દેવીને પ્રસન્ન કર્યા વિના હવે બીજો એકે ઉપાય નથી. મિત્ર, ઊઠ; ચાલ, આપણે ત્યાં જઈએ.

[ ઊભા થાય છે. ]

***વિદૂ૦**—[ સાંભળીને ] ઊભા રહો, મહારાજ. આ પગલાંનો અવાજ સંભળાય છે. મ્હને લાગે છે કે પશ્ચાત્તાપ થવાથી દેવી તો કદાચ પાછાં નહિ આવતાં હોય ?

**રાજા**—વયસ્ય, દેવી તો મ્હોટા મનવાળાં છે; તેથી એમ પણ કદાચ બને. માટે તું ત્વરાથી જઈને જો.

**વિદૂ૦**—જેવી મહારાજની આજ્ઞા. [ આગળ જાય છે. ]

---

* આંહિ વિદૂષક સાગરિકાનાં પગલાં સાંભળે છે. સાગરિકા વાસવદત્તાના વેષમાં જ છે. તેથી થોડા સમય સૂધી તો વિદૂષક અને રાજા ભૂલાવામાં પડે છે.

**સાગરિકા**—હવે તો આ માધવીલતાનો ગાળો કરૂં. [ કંઠમાં લતાનો ફાંસો નાંખીને ] ઓ પિતા, હા આર્ય ! હું હતભાગણી ખરે, નિરાધાર બની મ્હારો દેહ ત્યજૂં છું ! !

**વિદૂ૦**[ જોઇને ગભરાટમાં મ્હોટે સાદે ]—અરે, આ કોણ વળી ? શું દેવી વાસવદત્તા ફાંસો ખાઈને મરી જાય છે ?

**રાજા** [ ગભરાટમાં પાસે જઈ ]—ક્યાં છે, ક્યાં છે, વયસ્ય ?

**વિદૂ૦**—અરે, આ રહ્યાં !

**રાજા** [ કંઠમાંથી ફાંસો કાઢી નાંખી ]—અલિ, આવું અઘટિત શું કામ કરે છે ?

[ અનુષ્ટુપ્ ]

ફાંસો કંઠે દીસે ત્હારા, મ્હારો પ્રાણ રૂંધાય છે.
ત્યજી દે મુજ કાજે આ પ્રિયે, સાહસ કાર્યને. ૧૬

**સાગરિકા** [ રાજાને જોઈ, મનમાં ]—અરે, આ તો આર્યપુત્ર છે. આમને જોવાથી મ્હારા બધાયે મનોરથ પૂર્ણ થયા. હવે તો હું સુખેથી દેહ ત્યાગીશ. [ મ્હોટેથી ] આર્યપુત્ર, છોડો મ્હને; આ દેહ તો પરાધીન છે. હવે આવો અવસર ફરીને આવવાનો નથી. [ ફરીથી કંઠમાં ફાંસો નાંખવા તત્પર થાય છે. ]

**રાજા**—[ જોઈને, હર્ષથી મનમાં ] કોણ, મ્હારી પ્રિયા સાગરિકા !

[ માલિની ]

બસ, બસ રહેવા દે, સાહસો આ હવે તૂં,
તુરત અલિ ત્યજી દે આ લતાપાશને તૂં;
નિકળી જીવ જતો આ રોકને પ્રાણપ્યારી,
ક્ષણ ધર મુજ કંઠે તાહરો બાહુપાશ. ૧૭

[ સાગરિકાનો હાથ પોતાના ગળામાં નાંખી, વિદૂષકને ] વયસ્ય, આ તો વાદળાં વિનાની વૃષ્ટિ ! !

---

શ્લોક ૧૬:—ત્હારા કંઠમાં ફાંસો છે, ત્હોયે પ્રાણ તો મ્હારો રૂંધાય છે. કાવ્યપ્રકાશમાં આને વિરોધાલંકાર તરિકે ગણવામાં આવે છે. કાવ્યપ્રકાશ વિરોધાલંકારની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છેઃ—

**विरोधः सोऽविरोधेऽपि विरुद्धत्वेन यद्वचः ॥**

કા. પ્ર. ૧૦.

**વિદૂ૦**—હા, છે તો એમ જ. પણ વંટાળીઆ જેવાં અણચિંતવ્યાં દેવી વાસવદત્તા ન આવે, ત્યાં સુધી જ, હો !

[ વાસવદત્તા અને કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

**વાસવદત્તા**—કાઞ્ચનમાલા, આમ પગે પડેલા આર્યપુત્રનો તિરસ્કાર કરી હું આવતી રહી, એ ઘણું ખોટું થયું. તેથી હવે હું જાતે જ ત્યાં જઈને ત્હેમને પ્રસન્ન કરીશ.*

**કાઞ્ચનમાલા**—દેવિ, ત્હમારા વિના આવો વિચાર બીજું કોણ કરે ? મહારાજ ભલે દુર્જન થાય, પણ દેવીએ તેવાં ન થવું જોઈએ. [ ચાલવા માંડે છે. ]

**રાજા**—અલિ મુગ્ધે, હજૂ સુધી બોલ્યા ચાલ્યા વિના ઊભી રહી શા માટે અમ્હને નિરાશ કરે છે ?

**કાઞ્ચનમાલા**—[ સાંભળીને ] રાણીજી, મહારાજ આટલામાં જ બોલતા સંભળાય છે. હું ધારું છું, કે ત્હમને મનાવવા માટે જ એ આવતા હશે.

**વાસવદત્તા**—[ હર્ષથી ] ત્યારે તો સંતાઈને પછવાડેથી એમની કોટે જ વળગી પડીશ.૧

---

* વાંચનાર જોઈ શકશે કે વાસવદત્તા આર્યપુત્રનો વ્યભિચાર જાણ્યા પછી ત્હેને પ્રસન્ન કરવા જાય છે, પરંતુ પ્હેલાં તો કાંઈક મર્યાદામાં રાજાને જોયો હતો, અને દૈવવશાત્ રાજાને સાગરિકાના બાહુ-પાશમાં જ જોતાં હવે તો દેવી વાસવદત્તા બહુ જ ચ્હીડાઇ જાય છે, અને વિદૂષક અને સાગરિકાને બંધનમાં નાંખી આર્યપુત્ર ઉપરનો રોષ તો મનમાં જ ધારતી વાસવદત્તા ચાલી જાય છે. —

૧. શો વાસવદત્તાનો પ્રેમઘેલો સ્વભાવ ! વાસવદત્તા હજૂએ રાજા તરફ પ્રેમની દૃષ્ટિથી જૂએ છે. પરન્તુ રાજા અને સાગરિકા વચ્ચે થતી વાતચીત સાંભળીને, અને ત્હેમાંયે રાજાના મુખમાંથી નીકળતો શ્લોક સાંભળીને, ત્હેનો પ્રેમ પારા પેઠે સરી જાય છે.

**વિદૂ૦**—અરે સાગરિકા, મહારાજની સાથે વિશ્વાસથી વાત તો કરો.

**વાસવદત્તા**—[ સાંભળીને, ખેદ પામી ] કાઞ્ચનમાલા, સાગરિકા પણ આંહિ આવી જણાય છે; ત્યારે તો આપણે સાંભળીએ. પછીથી ત્હેમની પાસે જઇશું. [ તેમ કરે છે. ]

**સાગરિકા**—આર્યપુત્ર, આવી ખોટી પ્રીતિથી શું વળવાનું છે? જીવથી પણ વધારે વ્હાલાં દેવી વાસવદત્તાના ત્હમે શું કરવા આમ અપરાધી થાઓ છો ?

**રાજા**—અલિ, તું તો જૂઠ્ઠું બોલે છે. કેમકે;—

[ શાર્દૂલ૦ ]

શ્વાસેથી સ્તન કંપતાં કમકમું, રે'શાન્ત, મીઠું વદૂં,
રોષેથી ચ્હડતાં ભવાં મુખ પરે, ત્યારે પગે હૂં પડું;
આપૂં કેવળ માન એમ સહજે જે યોગ્ય છે દેવીને,
પ્રીતિનો રસ પ્રેમ બંધન થકી તે તો ઢળે તૂં વિષે. ૧૮

**વાસવદત્તા**—[ પાસે આવીને રોષથી ] આર્ય પુત્ર, સાચૂં જ કહ્યું. છે તો એમજ.

**રાજા**—[ જોઈને ત્રાસ પામી ] દેવિ, વિના કારણે આમ મ્હને ઠપકો આપવો યોગ્ય નથી. વેષના મળતાપણાને લીધે જ 'ત્હમે જ છો' એમ માનીને અમ્હેં આંહ આવ્યા છીએ; માટે ક્ષમા કરો.
[ પગે પડે છે. ]

**વાસવદત્તા**—[ રોષથી ] આર્યપુત્ર, ઊઠો; મ્હારા દેવીપણાને યોગ્ય આવી હજૂ પણ સેવા બજાવીને શું કામ દુઃખી થાઓ છો* ?

---

શ્લોક ૧૮:—અરેરે ! શો રાજાનો વિશ્વાસઘાતી સ્વભાવ ! વાસવદત્તા સાથે રાજાનૂં કેવું ઢાંગી વર્તન ! કેવળ પતિઘેલી વાસવદત્તા જ્યારે આ શ્લોક સાંભળે છે, ત્યારે ત્હેને ઘણો રોષ ચ્હડે છે. વાસવદત્તાનો આ રોષ સ્થાને છે.

* કહેવાય છે કે સ્ત્રીઓ રોષમાં પણ સ્હામા માણસના હૃદયને વીંધી નાંખે તેવાં માર્મિક વચનો બોલવામાં બહુ કુશળ હોય છે.

**રાજા**—[ મનમાં ] અરે, આણે તો શું એ પણ સાંભળ્યું? હવે તો દેવીને પ્રસન્ન કરવાનો એકકે માર્ગ ન રહ્યો. [ નીચું મુખ કરી ઉભો રહે છે. ]

**વિદૂ૦**—દેવિ, આપ ફાંસો ખાઓ છો, એમ મળતા આવતા વેષને લીધે જાણીને હું જ વયસ્યને આંહિ લઈ આવ્યો. લ્યો જૂઓ, આ લતાનો ફાંસો. [ લતાનો ફાંસો બતાવે છે. ]

**વાસવદત્તા**—[ કોપથી ] કાઞ્ચનમાલા, આ લતાપાશ વડે જ આ બ્રાહ્મણને બાંધી લે, અને આ અવિનયી કન્યાને આગળ કર.

**કાઞ્ચનમાલા**—જેવી દેવીની આજ્ઞા. [ વિદૂષકને બાંધે છે ] મૂર્ખ, ભોગવ ત્હારાં અવિનયનાં ફળ. સાગરિકા ચાલ, થા આગળ.

**સાગરિકા** [ મનમાં ]—અરેરે. મ્હારાં પાપને લીધે મ્હારી ઇચ્છાથી મરવાનું પણ મ્હને મળતું નથી.

**વિદૂ૦**—[ ખિન્ન થઈ ] વયસ્ય, સંભારજો મ્હને.

[ સર્વને લઈ વાસવદત્તા ચાલી જાય છે. ]

**રાજા**—[ દિલગીર થઇ ] અરેરે, ગજબ થયો!

[ શાર્દૂલ૦ ]

છાયું કોપથી હાસ્ય દેવીસુખનું, શું એ વિચારૂં અહીં,<br>
કે આ સાગરિકા ત્યજાયલી બની બહુ કોપથી બ્હાવરી?<br>
બંધાયો વળી આ વસન્તકની કે ચિન્તા કરૂં એહની?<br>
થઈ ચિન્તાતુર આમ દુઃખી બનતાં શાન્તિ મળે ના જરી. ૧૯

હવે આંહિ રહીને હું શું કરવાનો હતો? દેવીને જ પ્રસન્ન કરવાને લાવ, હવે તો જાઉં. [ જાય છે ]

## તૃતીય અંક સમાપ્ત.

---

દૃષ્ટાંત આંહિ પ્રત્યક્ષ છે. રોષમાં સંયમ ભુલાય છે, અને પુરુષો રોષમાં આવતાં જીભ ઉપર સંયમ રાખી શકતા નથી; સંયમ વિના માર્મિક વચનો બોલાતાં નથી. રોષમાં પણ સ્ત્રીઓ જ્યારે માર્મિક વચનો શાન્તિથી બોલી શકે છે, ત્યારે તો ધન્ય છે ત્હેમના સંયમને ! !—

# ચતુર્થ અંક.

[ રોતી રોતી સુસંગતા પ્રવેશ કરે છે. ]

**સુસંગતા**—[ કરૂણા સહિત નિઃશ્વાસ નાંખીને ] એ મ્હારી પ્રિય સખી સાગરિકા; એ મ્હારી શરમાળ, અરે, સખીઓમાં વ્હાલી થઈ પડેલી, એ ઉદાર સ્વભાવવાળી, અરે સુંદર કાન્તિવાળી, તું ક્યાં ગઈ? મ્હારે ત્હને ક્યાં શોધવી? [ આંખમાં આંસુ લાવી, ઊંચે જોઈને નિઃશ્વાસ મૂકી ] અરે મુઆ દૈવ, દયા વિનાના! ત્હેં જ્યારે ત્હેને અપાર રૂપવાળી બનાવી, ત્યારે ત્હેં એને આવી દશામાં શીદને નાંખી? [ રત્નમાલા હાથમાં લઈ ] બિચારીએ જીવવાની આશા છોડી દઇ, આ રત્નમાલાનૂં કોઇપણ બ્રાહ્મણને દાન કરવાનૂં કહી, મ્હને આ સોંપી ગઈ છે. માટે લાવ, કોઈ બ્રાહ્મણને શોધી કાઢૂં. [ નેપથ્ય ભણી જોઈને ] અરે, આ આવે પેલો બ્રાહ્મણ વસન્તક! ચાલ, ત્યારે તો એને જ આ આપી દઊં.

[ ખુશી થતો થતો વસન્તક પ્રવેશ કરે છે. ]

**વસન્તક**—હા, હા, હા...!! પ્રિય વયસ્યના મનાવ્યાથી દેવી વાસવદત્તાએ મ્હને છોડયો તો ખરો, એટલૂં જ નહિ, પણ પોતાને જ હાથે લાડૂ પીરસીને મ્હને પેટ ભરીને જમાડયો. વળી તે ઉપરાંત આ રેશમી વસ્ત્રનો જોટો, અને આ કાનનૂં કુંડળ પણ આપ્યૂં. હવે તો લાવ, મ્હારા પ્રિય વયસ્યને મળૂં.

**સુસંગતા**—[ રોતી રોતી પાસે જઈ ] આર્ય વસન્તક, બે ઘડી ઊભો રહેને વારૂ!

**વસન્તક**—કોણ? સુસંગતા કે? અહિ સુસંગતા, તૂં રડે છે શામાટે? શું સાગરિકાના કાંઈ માઠા સમાચાર સાંભળ્યા?

**સુસંગતા**—આર્ય વસન્તક! હૂં એ જ કહેવાની છૂં. તે બિચારી સાગરિકાને દેવીએ ખરે ઉજ્જયિની મોકલાવી દીધી, એવી અફવા તો

ઊંડી છે; પણ મધરાત પછી ત્હેને ક્યાં મોકલાવા દીધી, તે વિષે મ્હારા જાણવામાં કાંઈ પણ આવ્યું નથી.

**વસન્તક**—[ ઉદ્વેગ સહિત ] દેવીએ ખરેખર બહુ જ નિર્દય કામ કર્યું.

**સુસંગતા**—ત્હેણે બિચારીએ જીવવાની આશા છોડી આ રત્નમાલા મ્હારા હાથમાં સોંપી છે; માટે લે આ.

**વસન્તક**—[ આંખમાં આંસુ લાવી કાને હાથ દઈને ] આવો બનાવ બન્યા પછી આ લેવાને મ્હારો હાથ નથી ચાલતો.

[ બન્ને રૂવે છે. ]

**સુસંગતા**—[ હાથ જોડીને ] એના ઉપર કૃપા કરીને આનો સ્વીકાર કર.

**વસન્તક**—[ વિચાર કરીને ] હશે, લાવ ત્યારે. સાગરિકાના વિરહથી દુઃખ પામતા મ્હારા પ્રિય વયસ્યને આનાથી શાંતિ આપીશ.

[ સુસંગતા રત્નમાલા આપેછે. ]

**વસન્તક**—[ રત્નમાલા લઈ નિહાળીને, વિસ્મય પામી ] સુસંગતા, આવી અણમોલી માલા ક્યાંથી આવી હશે ?

**સુસંગતા**—આર્ય, મ્હને પણ એવી જ નવાઈ થવાથી મ્હેં ત્હેને પૂછ્યું હતું.

**વસન્તક**—ત્યારે ત્હેણે શું કહ્યું ?

**સુસંગતા**—ત્યારે ત્હેણે આ જોઈ ઊંડો નિશ્વાસ નાંખી કહ્યું કે, ‘ સુસંગતા, એની પૂછપરછ કરવાની ત્હારે શી જરૂર છે ? ’ [ આમ કહીને ત્હેણે રોવા માંડ્યું. ]

**વસન્તક**—સુસંગતા, એની આટલીયે લજ્જા ઉપરથી એણે તો ખરેખર કહેવાનું કહી દીધું. સાધારણ માણસને ન મળી શકે, તેવા આ આભૂષણથી એટલું તો ચોક્કસ લાગે છે, કે તે કોઈ કુલીન વંશની હશે.

**સુસંગતા**—દેવીના મંદિરમાંથી બહાર આવી સ્ફટિકની શિલા.

વાળા મંડપમાં મહારાજા હમણાં જ પધાર્યા છે, તું ત્યાં જા; હું પણ દેવીની પાસે જાઉં છું.

વસન્તક—બહુ સારૂં. [ બન્ને જાય છે. ]

## પ્રવેશક સમાપ્ત.

[ આસન ઉપર બેઠેલો રાજા પ્રવેશ કરે છે. ]

રાજા—[ વિચારીને ]

[ શાર્દૂલ૦ ]

જુઠ્ઠા સોગનથી, મિઠાં વચનથી, કે નમ્રતાથી ઘણી,
લજ્જાથી ચરણે નમ્યો, સખીજને કે કા'વીઆં વેણથી;
દેવી ત્હોય પ્રસન્ન ના જરી થયાં, રોયાથી જેવાં થયાં,
આંસુનાં જળથી પ્રકોપ સઘળો ધોવાઈ જાણે જતાં. ૧

[ ઉત્કંઠા સહિત નિશ્વાસ મૂકી ] દેવીને તો પ્રસન્ન કર્યાં; પણ હવે તો સાગરિકાની જ ચિન્તાનું મ્હને દુઃખ છે. કેમકે,

[ વસન્તતિલકા. ]

છે પદ્મગર્ભસમ એ સુકુમાર કાયા,
પ્રીતિ ધરી વળગી કંઠ વિષે જ મ્હારા;
ત્યાં તો પડયાં મદન બાણથી છિદ્ર જેમાં,
લાગે મ્હને, હૃદયમાં સરતી પ્રિયા ત્યાં. ૨

[ સંભારીને ] મ્હારા વિશ્વાસનું પાત્ર વસન્તક, ત્હેને પણ દેવીએ બાંધ્યો છે; તો હવે કોની પાસે રડીને મ્હારો શોક હું ઓછો કરૂં ?

[ ઊંડો નિશ્વાસ નાંખે છે. વસન્તક પ્રવેશ કરે છે. ]

વિદૂ૦—[ આમ તેમ ફરી વિસ્મય પામી ] નિરન્તર ચિન્તા કરવાથી સુકાઈ ગયેલું મ્હારા મિત્રનું સુંદર શરીર ઊગતા બીજના ચન્દ્ર જેવું વિશેષ સુંદર દેખાય છે. માટે ચાલ, ત્હેમની પાસે જાઉં. [ પાસે આવી ] આપનું કલ્યાણ થાઓ, મહારાજ ! દેવીના હાથમાં સપડાયા છતાં હું ત્હમને ફરીથી જોવા પામ્યો, એ મ્હોટા આનંદની વાત છે.

રાજા [ જોઈને, હર્ષથી ]—અરે ! વસન્તક શું આવ્યો ? વયસ્ય, આવ મ્હારી પાસે. [ વિદૂષકને પાસે લઈને ] વયસ્ય, ત્હારો વેષ જ દેવીની કૃપા સૂચવે છે. પણ કહે કે સાગરિકાનું શું થયું ?

[ વિદૂષક નીચું મ્હોડું રાખીને ઊભો રહે છે. ]

રાજા—વયસ્ય, કેમ નથી બોલતો ?

વિદૂ૦—તમને માઠા સમાચાર કહેવાને મ્હારી જીભ નથી ઊપડતી.

રાજા [ ચિન્તાતુર થઈ, ગભરાઈને ]—વયસ્ય, શું માઠા સમાચાર ? *શું ત્હેણે પોતાનો પ્રાણ ત્યજ્યો પણ ખરો ? હા ! પ્રિયા સાગરિકા ! ! ! [ શૂન્યમૂઢ બની જાય છે. ]

વિદૂ૦ [ ગભરાઈને ]—પ્રિય વયસ્ય, સાવધ થાઓ. સાવધ થાઓ.

રાજા [ સ્વસ્થ થઈ આંસુ સહિત ]—

[ વસન્તતિલકા. ]

રે જીવ ! તું મુજ ભણી ક્રૂરતા ત્યજી દે,
મ્હારૂં કહ્યું કર, સહૂ સ્હમજી લઈને;
ના તું મ્હને ત્યજીશ તો, ત્યજૂં શીઘ્ર તુંને,
ગઈ દૂર દૂર ગજગામિની તો પ્રિયા એ.—૩

વિદૂ૦—મિત્ર, ખોટી કલ્પના મા કરો. એ બિચારીને દેવીએ ઉજ્જયિની મોકલાવી દીધી છે, તેથી મ્હેં 'માઠા સમાચાર' એમ કહ્યું.

રાજા—અરેરે ! દેવીને મ્હારી જરી પણ દયા નથી આવતી ! વયસ્ય, ત્હેં આવું કોને મ્હોંઢેથી સાંભળ્યું ?

વિદૂ૦—અરે સુસંગતાને જ ! વળી કાંઈ નિમિત્ત કાઢી ત્હેણે આ રત્નમાલા પણ મ્હને સોંપી છે.

રાજા—બીજૂં તે શું નિમિત્ત હોય ? એ તો મ્હને આશ્વાસન દેવાને માટે જ. [ રત્નમાલા લઈ હૃદય સરસી દબાવી ] અરેરે ! !

* અતિ વ્હાલમાં અનિષ્ટ શંકાઓ જ થયાં કરે છે તેનો આ દૃષ્ટાંત. સરખાવો: अतिस्नेहः पापशङ्की.

[ અનુષ્ટુપ્ ]

થઈ છે ભ્રષ્ટ આ, પામી કંઠાશ્લેષ પ્રિયા તણો;
શાન્તિ આપે મુને ભારે વ્હાલીની એ સખી સમી. ૪

વયસ્ય, તૂં જ એ પહેર. એને જોઈને જ મ્હને શાંતિ વળશે.

**વિદૂ૦**—જેવી આપની આજ્ઞા. [ કંઠમાં પહેરે છે. ]

**રાજા** [ આંખમાં આંસુ આણી, નિશ્વાસ સાથે ]—વયસ્ય, સાગરિકાનું દર્શન હવે તો મ્હને દુર્લભ લાગે છે.

**વિદૂ૦**—મહારાજ, એવું ના બોલો. કદાચ કોઈ અહિં આવતું લાગે છે.

[ *પ્રતિહારી પ્રવેશ કરે છે. ]

**પ્રતિહારી**—[પાસે આવી] જય થાઓ ! મહારાજનો જય થાઓ ! રૂમણ્વાનના ભાણેજ વિજયવર્મા કાંક વિનંતિ કરવાને બ્હાર ઉભા છે.

**રાજા**—વસુંધરા, સત્વર એમને પ્રવેશ કરાવ.

**વસુંધરા** [ પ્રતિહારી ]—જેવી મહારાજની આજ્ઞા.

[ જઈને વિજયવર્માને તેડી લાવીને પ્રવેશ કરે છે. ]

**વસુંધરા**—વિજયવર્મન્, મહારાજ આ રહ્યા, જરા એમની પાસે જાઓ.

**વિજય૦** [ પાસે જઈ ]—જય જય મહારાજ ! દેવ રૂમણ્વાનના જયની આપને વધામણી આપું છું.

**રાજા**—સાબાશ, રૂમણ્વાન, સાબાશ ! થોડા સમયમાં મ્હોટું કામ કર્યું ખરૂં. આંહિ બેસો, વિજયવર્મન્.

[ વિજયવર્મા બેસે છે. ]

---

* વાંચનાર જોઈ શકશે કે કવિ કેવી ખુબીથી નાટિકાની વસ્તુ હવે સંકેલી લે છે. રાજાના ઉદ્વેગને દૂર કરવાની જરૂર હતી. રાજાની આશા નષ્ટ થઈ હતી, તે આશાને સજીવન કરી, ત્હેનામાં ઉત્સાહ પ્રેરવાની જરૂર હતી. આમ બન્ને દૃષ્ટિએ પ્રતિહારીનો સંદેશ ઉપયોગી છે.

**રાજા** [ આનંદથી ]—વિજયવર્મન્, શું કોસલ દેશના રાજાને જીત્યા પણ ખરા ?

**વિજય૦**—કેવળ મહારાજના પ્રતાપથી જ.

**રાજા**—વિજયવર્મન્, એ બધું કેવી રીતે થયું, એ વિસ્તારથી કહો. સાંભળવાને હું આતુર છું.

**વિજય૦**—સાંભળીએ મહારાજ. આપની આજ્ઞાથી કેટલાક દિવસ ઉપર અસંખ્ય હાથી, ઘોડા, અને પાયદલની મ્હોટી સેના લઇને વિંધ્યાચલમાં કોટ કરી રહેલા કોસલરાજના કિલ્લાને ઘેરો ઘાલી સેનાએ ત્યાં જ પડાવ નાંખ્યો.

**રાજા**—પછી, પછી ?

**વિજય૦**—અતિ અહંકારને લીધે કોસલરાજે પણ ઘણા હાથી-વાળી મ્હોટી સેના સજ્જ કરી.

**વિદૂ૦**—વિજયવર્મન્, હવે ઉતાવળા કહી દ્યો. મ્હારૂં તો હૃદય ફફડે છે.

**વિજય૦**—નિશ્ચય કર્યા પછી કોસલરાજ તો,

[ સ્રગ્ધરા. ]

સ્હામો ચાલ્યો ધશીને તુમુલ યુદ્ધ તણા કાજ વિંધ્યાચળેથી,
વિંધ્યાગિરિ સરિખા ગજવ્યૂહ રચવાથી દિશાઓ રૂંધાતી;
ત્હોયે બાણો મૂકીને સમદ ગજ થકી રોળતો પાદસેના,
રૂમણ્વાને અતિશે બળ કરી ધશીને પ્રાણ કાઢ્યો ત્વરામાં. ૫

[ શાર્દૂલ૦ ]

શસ્ત્રોથી શિરટોપ ત્યાં ખસી જતા, છેદાઇ શીર્ષો જતાં,
વ્હેતી રક્ત નદી, સુણાય ભયદા ટંકાર શસ્ત્રો તણા,
અગ્નિ બખ્તરથી ઝરે, બલ વિષે ભંગાણુ ભારે થતાં,
માર્યો કોસલરાજ બહૂ શરથી રૂમણ્વાન રહી એકલા. ૬

**વિદૂ૦**—જય થાઓ, મહારાજનો જય થાઓ. અન્તે આપણે જીત્યા તો ખરા જ.

**રાજા**—ધન્ય છે; કોસલપતિ, ધન્ય છે ! ત્હમારૂં મરણ પણ સ્તુતિપાત્ર છે. ત્હમારાં પરાક્રમો શત્રુઓ પણ ગાય છે. હમ્, પછી, પછી?

**વિજય૦**—મહારાજ, પછી તો પોતાના મ્હોટા ભાઈ જયવર્માને ત્યાં સ્થાપી, પ્રહારથી ઘાયલ થયેલા પોતાના સૈન્ય સાથે રૂમણ્વાન ધીરે ધીરે આ તરફ આવે છે.

**રાજા**—વસુંધરા, યૌગન્ધરાયણને જઇને કહે, કે આમને ઈનામ આપે.

**વસુંધરા**—જેવી મહારાજની આજ્ઞા. [ વિજયવર્માસાથે જાયછે.]

[ કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

**કાઞ્ચનમાલા**—દેવીએ મ્હને આજ્ઞા કરી છે કે, ' અલિ કાઞ્ચનમાલા, તૂં જા, અને અન્દ્રજાલિકને મહારાજની પાસે લઈ જા.' મહારાજ તો આ રહ્યા. લાવ. એમની પાસે જાઉં. [ પાસે જઈ ] જય, જય મહારાજ ! દેવી વિનંતિ કરે છે કે, ઉજ્જયિનીથી સર્વસિદ્ધિ નામનો ઐન્દ્રજાલિક આવેલો છે, ત્હેને આપ મળજો.

**રાજા**—અન્દ્રજાલિકને જોવાની અમ્હારી પણ ઉત્કંઠા છે, માટે ત્વરાથી ત્હેને આંહિ લાવ.

**કાઞ્ચનમાલા**—જેવી મહારાજની આજ્ઞા.

[ જાય છે. હાથમાં પીછૂં લીધેલા ઐન્દ્રજાલિક સાથે પ્રવેશ કરે છે. ]

**ઐન્દ્રજા૦** [ પીછૂં ફેરવીને ]—

[ ગીતિ. ]

ઇન્દ્ર ચરણને વંદી, થયૂં પ્રવીણ થઈ ઈન્દ્રજાલી નામ,
પ્રસિદ્ધ કીર્તિ જેની સંબરને આ કરો નમસ્કાર. ૭

**કાઞ્ચનમાલા** [પાસે આવી]—મહારાજ, આ રહ્યો ઐન્દ્રજાલિક.

**ઐન્દ્રજા૦**—જય, જય મહારાજ ! દેવ શું

[ ગીતિ. ]

ચન્દ્ર ધરણીમાં, ગગને પર્વત, અગ્નિ જ્વલંત કે જળમાં,
સંધ્યાકાળ બતાવૂં મધ્યાન્હે ! દ્યો સદ્ય પ્રભુ આજ્ઞા. ૮

અથવા વધારે કહેવામાં શો માલ?

[ ગીતિ. ]

આશું શાને કહેવું, જે જે ઇચ્છા ધરો પ્રભુ દિલમાં,
ગુરૂ મન્ત્ર પ્રભાવે તે તે સર્વે બતાવૂં હૂં પળમાં. ૯

વિદૂ૦—મિત્ર, ત્હમે વિશ્વાસ રાખો; આનાથી બધુંયે થઇ શકશે.

રાજા—કાઞ્ચનમાલા, દેવીને જઇને કહે કે, 'આ ઐન્દ્રજાલિક ત્હમારા તરફથી આવેલો છે. આંહિ કોઇ પણ અવરજન છે નહિ; માટે આંહિ આવો, આપણે બે યે એને જોઇએ.

કાઞ્ચનમાલા—જેવી દેવની આજ્ઞા. [ જાય છે. ]

[ વાસવદત્તા અને કાઞ્ચનમાલા પ્રવેશ કરે છે. ]

વાસવદત્તા—કાઞ્ચનમાલા, ઉજ્જયિનીથી આ ઐન્દ્રજાલિક આવેલો છે એમ જાણી મ્હને ત્હેને માટે બહુ માન ઉપજે છે.

કાઞ્ચનમાલા—એ તો દેવીનો પિયર ઉપરનો પક્ષપાત દેખાડે છે. માટે ચાલો દેવિ.

વાસવદત્તા [ પાસે આવી ]—જય, જય આર્યપુત્ર!

રાજા—દેવિ, આણે તો બહુ બડાશો હાંકી છે. માટે આંહિ બેસો, આપણે જોઇએ ત્હેને. [ વાસવદત્તા બેસે છે. ]

રાજા—ભલા માણસ. હવે ત્હમારી ઇન્દ્રજાલની વિદ્યા બતાવો.

ઐન્દ્રજા૦—જેવી દેવની આજ્ઞા.

[ બહુ પ્રકારના ચાળા કરી પીછું ફેરવી ]

[ ગીતિ. ]

હરિ, હર, બ્રહ્મા સાથે, ઇન્દ્ર સભા સહ બતાવૂં દેવોને,
સિદ્ધ ચારણ નાચે સુંદરી સાથે, બતાવૂં પણ ગગને. ૧૦

મહારાજ, જુઓ ત્હેમને !

રાજા [ ઊંચે જોઇ, આસન ઉપરથી નીચે ઉતરતાં ]—ઓહો ! આ તો નવાઇ જ !

[ સ્રગ્ધરા. ]

આ બ્રહ્મા છે સરોજે, રજનિપતિ ધર્યો ભાલમાં શંભુએ આ,
આ વિષ્ણુ ધારી ઊભા ધનુષ અસિ ગદા ચક્ર ચારે ભુજોમાં;
બેઠો ઐરાવતે આ શચિપતિ, વળી આ દેવિ ! દેવો બીજા છે,
સ્વર્ગે દિવ્યાંગનાના ચપલ ચરણની ઘૂઘરીઓ સુણાએ. ૧૧

**વિદૂ૦** [ મનમાં ]—અરે રાંડના ઐન્દ્રજાલિક, આવી અપ્સરાઓ બતાવી, તેમાં શું વળ્યું ? જો ત્હારા ખેલથી ખુશી કરવા હોય તો બતાવને સાગરિકા ?

[ વસુંધરા પ્રવેશ કરે છે. ]

**વસુંધરા**—અમાત્ય યૌગન્ધરાયણ વિનંતિ કરી કહાવે છે કે, 'વિક્રમબાહુ રાજાના પ્રધાન અમાત્ય વસુભૂતિ, બાભ્રવ્ય સાથે આવેલા છે, ત્હેને આપ મળજો. ત્હેને મળવાનું આ જ શુભ મુહૂર્ત છે. હું પણ બાકીના કાર્યથી પરવારીને આવું છું'.

**વાસવદત્તા**—આર્યપુત્ર, આ ઐન્દ્રજાલિકને હમણાં રહેવા દ્યો. મ્હારા મામાને ત્યાંથી અમાત્ય વસુભૂતિ આવેલા છે, ત્હેમને જ પહેલાં આપ આર્યપુત્ર ! મળો.

**રાજા**—જેવી દેવીની ઇચ્છા. [ ઐન્દ્રજાલિકને ] અરે ભલા ભાઈ, હમણાં જરા આ બંધ રાખો.

**ઐન્દ્રજા૦** [ પીછું ફરીથી ફેરવીને ]—જેવી મહારાજની આજ્ઞા. [ જતાં જતાં ] પણ મ્હારો એક ખેલ તો દેવે અવશ્ય જોવો જોઇશે.

**રાજા**—ઠીક, જોઇશું.

**વાસવદત્તા**—કાઞ્ચનમાલા, આને ઇનામ આપ.

**કાઞ્ચનમાલા**—જેવી દેવીની આજ્ઞા. [ ઐન્દ્રજાલિક સાથે જાય છે. ]

**રાજા**—વસન્તક, તું સામો જઇને વસુભૂતિને પ્રવેશ કરાવ.

* [ વસન્તક સાથે વસુભૂતિ અને બાભ્રવ્ય પ્રવેશ કરે છે. ]

---

* કવિ હળવે હળવે નાટિકાની વસ્તુ સંકોરી લે છે. કેટલી

**વાસવદત્તા**—આવો, આવો અમાત્ય વસુભૂતિ!

**વસુભૂતિ**— ઓહો! શો વત્સેશ્વરનો પ્રભાવ! કેમકે,

[ શાર્દૂલવિક્રીડિત. ]

હસ્તીઓ જયવંત, શ્રેષ્ઠ તુરગો, આભો બન્યો જોઇને,
મોહ્યો સંગીતના ધ્વનિથી, નૃપતી થોભ્યો સભામાં જતે;
જાતાં પ્રાંગણમાં જ સિંહલપતિના વૈભવો ભૂલતો,
જાણે આંગણમાં જ ગ્રામ્ય બનીને એ'આકળો થઈ ઉભો. ૧૨.

**બાભ્રવ્ય**—વસુભૂતિ, લાંબે સમયે મહારાજને હું જોઇશ, એમ જાણીને મ્હને ખરેખર એટલો બધો આનંદ થાય છે, કે અત્યારે મ્હને કાં *ઘડપણનો અનુભવ થાય છે. કારણ કે,

[ શિખરિણી. ]

અતિશે કાયાનો, અનુભવું ધ્રુજારો હરખથી,
હતી ઝાંખી દૃષ્ટિ, નયન ગળતાં અંધ બહુ થઇ;
વદું ભાગ્યું તુટ્યું ગળગળીત વાણી ઘણી થતી,
અતિ આનંદે તો ઘડપણ જતું આમ જ વધી. ૧૩

**વિદૂ૦**—[ આગળ આવી ] પધારો, પધારો અમાત્યજી!

**વસુભૂતિ** [ વિદૂષકના કંઠમાં રત્નમાલા જોઈ એકાન્તમાં ]—બાભ્રવ્ય, રાજપુત્રીના પ્રસ્થાન સમયે જેવી રત્નમાલા ત્હેમને આપી હતી, ત્હેના જેવી જ મ્હને તો આ જણાય છે.

**બાભ્રવ્ય**—અમાત્યજી, છે તો ત્હેના જેવી જ. ત્યારે તે અહિં કેમ આવી, તે વસન્તકને પૂછીશું?

**વસુભૂતિ૦**—બાભ્રવ્ય, એમ તો ન કરવું. મ્હોટાં રાજકુલોમાં

---

બધી ખુબીથી કવિ ધીરે ધીરે નવાં પાત્રો લાવી નાટિકાનો અંત તદ્દન સ્વાભાવિક રીતે લાવે છે.

* કવિનું કેવું સૂક્ષ્મ નિરીક્ષણ! અતિશે આનંદથી શરીરની બધીએ સ્થિતિ ઘડપણ સમાન જ થાય છે, એ સત્ય અનુભવથી જ સિદ્ધ થશે.

ઘણાં હોવાને લીધે ભૂષણોનું સરખાપણું દુર્લભ તો નથી જ.

વિદૂ૦—આ રહ્યા મહારાજ. અમાત્યજી, ત્હેમની પાસે આપ પધારો.

વસુભૂતિ [ પાસે આવી ]—મહારાજનો જય થાઓ !!

રાજા [ આદર સહિત ]—પધારીયે. વયસ્ય ! આસન, આસન !

વિદૂ૦ [ આસન આણી ]—અરે આ રહ્યું આસન. વિરાજીએ અમાત્યજી !

રાજા—વસુભૂતિ, બેસો. [ વસુભૂતિ બેસે છે.]

બાભ્રવ્ય—જય થાઓ મહારાજનો !

રાજા [ પીઠે હાથ દઈ ]—બાભ્રવ્ય, બેસો આંહિ.

[ બધાયે બેસે છે. ]

વિદૂ૦—આ દેવી આપને પ્રણામ કરે છે.

વસુભૂતિ—આયુષ્મતિ ! વત્સરાજ જેવો જ ત્હને પુત્ર પ્રાપ્ત થાઓ !!

બાભ્રવ્ય—દેવિ ! બાભ્રવ્ય આપને નમસ્કાર કરે છે.

રાજા—અમાત્ય વસુભૂતિ ! સિંહલેશ્વર કુશલ તો છે ને ?

વસુભૂતિ [ ઊંચું જોઈ નિઃશ્વાસ નાંખી ]—મહારાજ શી વિનંતિ કરવી, ત્હેની સૂઝ નથી પડતી. [ નીચું જોઇ રહે છે. ]

વાસવદત્તા [ ખેદ પામી મનમાં. ]—અરેરે, અમાત્ય વસુભૂતિ વળી શું કહેશે ?

રાજા—કહો, કહો, શું છે તે. આર્ય ! મ્હારો જીવ આકુળ-વ્યાકુળ થઈ ગયો છે.

બાભ્રવ્ય—અમાત્ય, હવે તો બહુ થયું; કહેવાનું હોય તે કહી દ્યો.

વસુભૂતિ [ આંખમાં આંસુ સાથે ]—કમનસિબે મ્હારે કહેવું

પડે છે, કે દેવ, મહારાજ સિંહલેશ્વરની રત્નાવલી નામની દુહિતાનું આપે માગું કર્યા છતાં આયુષ્મતી વાસવદત્તાનું દિલ દુભાય, એમ ધારીને આપને નથી દીધાં.*

**રાજા** [ એકાન્તમાં ]—ત્હમારા મામાનો પ્રધાન આમ કેમ જૂઠ્ઠું બોલે છે ?

**વાસવદત્તા** [ સ્હેજ હસીને ]—મ્હને તો નથી સ્હમજાતું, કે કોણ જુઠ્ઠું બોલે છે !

---

* નિર્ણય સાગરની પ્રતમાં વસુભૂતિ આંહિથી જે બોલે છે, તે વધારે પ્રમાણવાળું લાગે છે. કારણ વસુભૂતિનું કહેવું, છેક બંધબેસ્તું નથી; તેથી અમ્હે આંહિથી ટિપ્પણમાં નિર્ણયસાગરની પ્રતનું ભાષાન્તર આપીએ છીએ.

**વસુભૂતિ** [ આંખમાં આંસુ સાથે ]—દેવ હું આપને કેમ કહી શકું ? ત્હોયે આટલું તો હું હતભાગી આપને કહીશ. મહારાજ, સિંહલેશ્વરની દુહિતા આયુષ્મતી રત્નાવલીને માટે સિદ્ધ પુરુષોએ એમ કહ્યું હતું, કે જે એનું પાણિગ્રહણ કરશે, તે ચક્રવર્તિ રાજા થશે.

રાજા—પછી, પછી ?

**વસુભૂતિ**—તે વચન ઉપર વિશ્વાસ આવવાથી આપને માટે યૌગન્ધરાયણે તે કન્યાનું ઘણીયેવાર માગું કર્યું; છતાં વાસવદત્તાનું દિલ દુભાય નહિ, માટે જ સિંહલેશ્વરે તે કન્યા આપને આપી નહિ.

**રાજા** [ એકાન્તમાં ]—દેવિ, ત્હારા મામાનો પ્રધાન આમ જૂઠ્ઠું કેમ બોલે છે ?

**વાસવદત્તા** [ મરોડમાં હસીને ]—આર્યપુત્ર, મ્હને નથી સ્હમજાતું, કે કોણ જૂઠ્ઠું બોલે છે !

[1]વિદૂ૦—પછી હેનું શું થયું ?

*વસુભૂતિ—પછી તો આપ મહારાજની સમક્ષ સતીને લાવતાં માર્ગમાં જ વ્હાણ ભાંગી ગયું, અને રત્નાવલી સમુદ્રમાં ડૂબી ગયાં.

[ નીચું મ્હોં રાખી રુદન કરે છે. ]

**વાસવદત્તા** [ આંસુ સાથે ]—ઓ દૈવ, ઓ બ્હેન રત્નાવલિ, હું ત્હને હવે કયાં જોઇશ ? મ્હને ઉત્તર આપ.

**રાજા**—શાન્ત થાઓ, શાન્ત થાઓ. દૈવની ગતિ અકળ છે. નાવ ભાંગવાથી સમુદ્રમાં પડેલા આ બેને તો ત્હમે દેખો છો ને ?

**વાસવદત્તા**—આર્યપુત્ર, એ તો ખરૂં, પણ મ્હારૂં એવું સદ્‌ભાગ્ય કયાંથી હોય ?

---

૧ નિર્ણય સાગરની પ્રતમાંથી નીચેનો ભાગ વધારે બંધબેસ્તો લાગે છે, તે સરખાવો.

**વિદૂ૦**—પછી ત્હેનું શું થયું ?

**વસુભૂતિ**—પછી તો લાવણકની આગમાં દેવી બળી ગયાં, એવી વાત ઉડાવીને દેવની પાસે બાભ્રવ્યને મોકલવામાં આવ્યો. ફરીથી તે કન્યાનું માગું થયું. તે સમયે મહારાજ સિંહલેશ્વરે વિચાર્યું, 'દેવ વત્સરાજની સાથે આપણો સંબંધ ત્રુટે નહિ તો ઠીક.' આમ વિચારી રત્નાવલી આપને દીધાં; અને રત્નાવલીને આપ દેવની પાસે લાવતાં સમુદ્ર ઓળંગીને જ્યાં અમ્હે આવતા હતા, ત્યાં તો વ્હાણ ભાંગ્યું, અને રત્નાવલી સમુદ્રમાં ડૂબી ગયાં. ( રોતે રોતે નીચું મુખ રાખી ઉભો રહે છે. )

નિર્ણયસાગરની પ્રતમાંથીઃ-

* આંહિ વસુભૂતિ જે કહે છે, તે કેવળ બંધબેસતૂ નથી. ત્હેનૂં કારણ કદાચ એમ પણ હોય, કે દેવી વાસવદત્તાને તે પોતાની સમક્ષ જુએ છે; આ દેવી વાસવદત્તાના બળી ગયાની ખોટી ગપ, ત્હેમના દેખતાં પોતાને મ્હોંએથી કહી સંભળાવવી ત્હેને યોગ્ય નહિ લાગી હોય, તેથી એ ભાગ તે પડતો મૂકે છે; અને રત્નાવલી ડૂબી ગયાની વાત કાઢે છે.

**રાજા** [ એકાન્તમાં ]—બાભ્રવ્ય, કહે, આ બધું કેવી રીતે થયું ?

**બાભ્રવ્ય**—મહારાજ, સાંભળો—

[ એટલામાં નેપથ્યમાં કલકલાટ થાય છે. ]

[ સ્રગ્ધરા. ]

જ્વાળાઓના સમૂહે કનકમય બને મ્હેલનાં શિખ્ખરો યે,
પાસેની વૃક્ષ ડાળો ચરચરી સૂચવે તાપની તીવ્રતાને;
ક્રીડાદ્રિ વીંટળાતાં ધૂમથી, જળભર્યા મેઘ શ્યો શ્યામ દીપ્યો,
ઓચિન્તિ લા'ય લાગી, ભયભીત થઈ અંતઃપુરે સુન્દરીઓ. ૧૪

[ બધા ગભરાઈ જોઈ રહે છે. ]

**રાજા** [ જ્વાળાઓ જોઈ ત્વરાથી ઊભો થઇ ]—શું, અંતઃપુર-માં આગ ? શું દેવી વાસવદત્તા બળી ગયાં ?

[ અનુષ્ટુપ્. ]

વાત ચાલી હતી પ્હેલાં દેવી *લાવણકે બળ્યાં;
કરાવા વાત તે સાચી લા'ય લાગી મ્હને દીસે. ૧૫

અરેરે પ્રિયા વાસવદત્તા ! ! !

**વાસવદત્તા**—આર્યપુત્ર, બચાવો ! બચાવો ! !

**રાજા**—અતિ ગભરાટને લીધે દેવી આંહિ છે, તે યે મ્હેં ન જાણ્યું. દેવિ, ગભરાઓ નહિ, ગભરાઓ નહિ.

**વાસવદત્તા**—આર્યપુત્ર, હૂં મ્હારે માટે નથી કહેતી. મ્હેં નિર્દય થઈ સાગરિકાને ત્યાં બંધનમાં નાંખી છે, તે મરી જશે; માટે બચાવો એને, આર્યપુત્ર, બચાવો.

**રાજા**—આ જાઉં.

---

* 'લાવણકમાં દેવી બળી ગયાં' એવી ચાલેલી અફવા રાજાને કાને આવેલી હોવી જોઈએ. આ વિષે યોગન્ધરાયણ આગળ સ્પષ્ટ ખુલાસો કરશે, તેથી વાંચકનો સંશય દૂર થશે. અત્યારે તો ગભરાટ-માં રાજા, તે અફવા સાચી પડી માનીને જ ચમકે છે. વિલ્સન એમ કહે છે કે, લાવણક ગંગાયમુનાના સંગમ ઉપર યમુનાના દક્ષિણ આરા તરફ આવેલું ગામ હોવું જોઇએ.

**વસુભૂતિ**—દેવ, વિના કારણ આ શું કરો છો ?

**બાભ્રવ્ય**—વસુભૂતિ સાચું કહે છે.

**વિદૂ૦** [ રાજાનું વસ્ત્ર પકડી ]—વયસ્ય, આવું સાહસ માં કરો.

**રાજા** [ વસ્ત્ર ખેંચી લઈ ]—અરે મૂર્ખ ! સાગરિકા બળી છે. શું હજૂએ જીવ રહ્યો છે ? [ ધુમાડામાં ઢંકાઇ ગયેલો જણાય છે. ]

[ માલિની. ]

બસ કર, બસ વહ્નિ ! કાઢવા ધૂમ ગોટા,
પ્રકટ કયમ કરે છે આભમાં જ્વાળ રેખા ?
વિરહ દવ પ્રિયાનો, ના બળ્યો તેથી હું ય,
પ્રલયદહન કાન્તિ ધારી તું શું કરીશ ? ૧૬

**વાસવદત્તા**—અરેરે, મ્હારાં અનર્થકર વચનોથી આર્યપુત્રે તો આમ કર્યું. હું પણ આર્યપુત્ર પાછળ જઇશ.

**વસુભૂતિ**—અરરર ! ! વત્સરાજ તો બળતામાં પેઠા. તેથી આ રાજપુત્રીની આવી વિપત્તિ જોઈ મ્હારે પણ બળી મરવું જ ઉચિત છે.

**કંચુકી** [ આંસુ લાવી ]—અરેરે, મહારાજે વિના કારણે ભરતકુળને આમ કેમ ભયમાં નાંખી દીધું ! અથવા બોલીને પણ હવે શું વળવાનું ? હું યે પણ સ્વામિભક્તિ આદરૂં.

[ બધાંએ અગ્નિમાં પડતું મૂકે છે. ]

[ બેડી પહેરેલી સાગરિકા પ્રવેશ કરે છે. ]

**સાગરિકા** [ ચારે પાસ જોઈને ]—હા...શ ચારે પાસ સળગતો ભગવાન હુતાશન આજે તો મ્હારા દુઃખનો અંત આણશે.

---

શ્લોક ૧૬:—પ્રિયાના વિરહની જ્વાળાઓનો તાપ અતીશય હોય છે. ત્હેનાથી જ્યારે રાજા ન બળ્યો, ત્યારે આવી પ્રલયની શક્તિ ધરાવનાર અગ્નિના તાપથી પોતાને શી અસર થવાની છે ? એમ વિચારતો રાજા અગ્નિમાં ઝંપલાવે છે.

**All well that ends well**




સુખી છેવટ

(પૃષ્ઠ ૧૦૬)

Sagarika released



સાગરિકા વિમોચન (પૃષ્ઠ ૧૦૧)

**રાજા**—અરે, ભડકા પાસે ઊભેલી આ રહી સાગરિકા! ત્વરાથી એની પાસે જાઉં. [ ઉતાવળથી પાસે જઈને ] અયિ પ્રિયા, હજૂ પણ તું સ્વસ્થતાથી આંહિ ઊભી રહી છૂં ?

**સાગરિકા** [ રાજાને જોઈ, મનમાં ]—અરે, આ તો આર્યપુત્ર ! એમને જોઈને હવે તો મ્હારા જીવનનો અભિલાષ પૂરો થયો. [ મોટેથી ] આર્યપુત્ર, બચાવો, બચાવો.

**રાજા**—અયિ બ્હીકણુ, બ્હીશ નહિ.

[ પૃથ્વી. ]

ક્ષણેક સહિ જા તૂં, ધૂમ અતિશે અહિં થાય છે,
પડ્યું અરર વસ્ત્ર આ બળતૂં તુંજ સ્તનો થકી;
બહુ અથડી તૂં પડે, દિસતી શું કરે બેડી આ ?
જઈ શકીશ ના પ્રિયા તવ વિના, મ્હને બાઝ તૂં. ૧૭

[ સાગરિકાને ગળે વળગાડીને આંખ મીંચી સ્પર્શસુખ અનુભવતાં ]

અહો, ક્ષણમાં મ્હારો સંતાપ જતો રહ્યો. પ્રિયે ! શાન્ત થા, શાન્ત થા.

[ અનુષ્ટુપ. ]

ઝાળ લાગે ત્હને ત્હોયે અગ્નિ ના બાળતો દિસે,
હરે છે સર્વ સંતાપ ત્હારો આ સ્પર્શ જ્યાં પ્રિયે ! ૧૮

[ આંખો ઊંચી કરી, જોઈને ] અરેરે, આ શું ? આ શું ? આગ ક્યાં ? બળતૂં અંતઃપુર ક્યાં ? આવૂં અણચિન્તવ્યૂં શું ?

**વાસવદત્તા**—[ રાજાના શરીરને અડકી, હર્ષથી ] સારૂં થયૂં કે આર્યપુત્રના શરીરને કાંઈ હાનિ ન થઈ.

**બાભ્રવ્ય**—હા...શ ! ! હવે શરીરમાં જીવ આવ્યો.

**રાજા**—શું આ વસુભૂતિ ?

**વસુભૂતિ**—દેવનો જય થાઓ ! !

**રાજા**—અરે વયસ્ય, તૂં પણ ?

**વિદૂ૦**—જય જય મહારાજ !

**રાજા**—આ તો સ્વપ્ન જેવું મ્હને લાગે છે. આ તે ઇન્દ્રજાળ, કે શું ?

**વિદૂ૦**—વયસ્ય, લગારેય શંકા ન રાખશો. આ તો ઇન્દ્રજાળ જ ! ! એ તો રાંડના ઐન્દ્રજાલિકે નહોતું કહ્યું કે 'મ્હારો એક અવશ્ય જોવો જોઈશે.' આ તો તે જ.

**રાજા**—દેવિ, ત્હમારાં વચનથી જ અમ્હે આંહિ સાગરિકાને લાવ્યા છીએ.

**વાસવદત્તા**—આર્યપુત્ર, એ બધુંયે મ્હેં જાણ્યું છે.

**વસુભૂતિ** [ સાગરિકાને જોઈ, એકાન્તમાં ]—બાભ્રવ્ય, રાજપુત્રી જેવી જ આ છે.

**બાભ્રવ્ય**—અમાત્ય, મ્હને પણ એમજ થાય છે.

**વસુભૂતિ** [ મ્હોટેથી રાજાને ]—દેવ, આ કન્યા ત્હમને ક્યાંથી મળી ?

**રાજા**—એ તો દેવી જાણે.

**વાસવદત્તા**—અમાત્ય વસુભૂતિ આને તો 'સાગરમાંથી મળી છે,' એમ કહી અમાત્ય યૌગન્ધરાયણે મ્હારા હાથમાં સોંપી છે. તેથી તો તે સાગરિકા કહેવાય છે.

**રાજા** [ મનમાં ]—શું યૌગન્ધરાયણે આપી ! મ્હને જણાવ્યા વિના ત્હેણે આમ કેમ કર્યું હશે ?

**વસુભૂતિ** [ એકાન્તમાં ]—બાભ્રવ્ય, વસન્તકના કંઠમાંની રત્નમાળાની પેઠેજ, [ સાગરિકાને બતાવી ] આ પણ સાગરમાંથી મળી; તેથી એટલું તો સ્પષ્ટ સ્હમજાય છે કે સિંહલેશ્વરની દુહિતા રત્નાવલી, તે આજ ! [ પાસે જઇ મ્હોટેથી ] આયુષ્મતિ રત્નાવલિ, રાજપુત્રિ ! શું ત્હમારી આંહિ આવી દશા ?

**સાગરિકા** [ વસુભૂતિને જોઇ આંસુ સાથે ]—કોણ, અમાત્ય વસુભૂતિ !

વસુભૂતિ—હાય, મરી ગયો હવે તો હું અકર્મી ! [ ભોંયપર

**સાગરિકા**—હાય હાયરે ! ! મોઈ હૂં અભાગણી ! હા, તાત! હા અમાત્ય ! ક્યાં ગયા ત્હમે, આમ બોલીને મ્હારી સાથે? [ ભૂમિ ઉપર પછડાઈ મૂર્છાવશ થાય છે. ]

**વાસવદત્તા**— કંચુકિ ! શું આ મ્હારી બ્હેન રત્નાવલી જ ?

**કંચુકી**—દેવિ, એજ આ.

**વાસવદત્તા** [ રત્નાવલીને ભેટીને ]—બ્હેન રત્નાવલિ, શાન્ત થા, શાન્ત થા.

**રાજા**—ઉદાત્ત વંશમાં જન્મેલા સિંહલેશ્વર વિક્રમબાહુની પુત્રી શું આ જ કે ?

**વિદૂ૦** [ રત્નમાલાનો સ્પર્શ કરી, મનમાં ]—મ્હને પહેલેથી જ એમ લાગ્યું હતું, કે આવી રત્નમાલા સાધારણ માણસની ન હોય.

**વસુભૂતિ** [ ઊઠીને ]—રાજપુત્રિ, શાન્ત થાઓ. ત્હમારાં મ્હોટી બ્હેનને દુઃખ થાય છે, તેથી એમને મળો.

**વાસવદત્તા** [ આંખમાં આંસુ લાવી હાથ લંબાવી ]—આવ, બ્હેન આવ. આ ઘાતકી બ્હેનના તરફ પણ ત્હારો ભગિની ભાવ બતાવ. [ ત્હેનું માથું હૃદય સાથે દબાવે છે. ]

***રત્નાવલી**—અપરાધી હોવાને લીધે દેવીને હૂં મ્હારૂં મ્હોઢૂં કેવી રીતે બતાવી શકૂં ?

**વાસવદત્તા** [ એકાન્તમાં ]—આર્યપુત્ર, મ્હારા આવા ઘાતકીપણાથી હૂં શરમાઉં છૂં; માટે ત્હેનાં બંધન ત્હમે જ દૂર કરો.

**રાજા** [ આનંદ પામી ]—જેવી દેવીની આજ્ઞા. [ રત્નાવલીનૂં બંધન દૂર કરે છે. ]

**વાસવદત્તા**—આર્યપુત્ર, અમાત્ય યૌગન્ધરાયણે મ્હને આટલા બધા સમય સુધી ક્રૂર થવા દીધી; અને પોતે જાણ્યૂં, છતાંયે ત્હેણે ના કહ્યું.

* સાગરિકા એજ રત્નાવલી છે, એમ પ્રસિદ્ધ થઈ ગયા પછી તો 'સાગરિકા' ને બદલે 'રત્નાવલી' જ શોભે.

[ યૌગન્ધરાયણ પ્રવેશ કરે છે. ]

યૌગન્ધરાયણ:—

[ શાર્દૂલ૰ ]

દેવીને ઉપન્યો વિયોગ પતિનો હું તે દિને બોલતાં,
દીધું દુઃખ પ્રભુની અન્ય પ્રમદા વિષે પ્રીતિ વાધતાં;
હર્ખાશે બહુ દેવીનું દિલ, પ્રભુ જો ચક્રવર્તિ થશે,
ધાર્યું આમ છતાં ય મુખ ન શકું દેખાડી લજ્જા વડે. ૧૯.

અથવા શું થાય? અત્યંત પૂજનીય સ્વામિ તરફ પણ નિઃસ્વાર્થ વૃત્તિવાળાઓનો આવો જ ભક્તિભાવ હોય છે. [ જોઈને ] દેવ તો આ રહ્યા. લાવ, ત્હેમની પાસે જાઉં. [ પાસે જઈ. ] જય, જય મહારાજ! [ પગે પડી ] દેવ, ક્ષમા કરો. મ્હેં આપને કહ્યા વિના આ બધું આમ કર્યું.

રાજા—આ બધું હજૂ હું સ્હમજી શકતો નથી; તેથી કહો, કેમ આમ જણાવ્યા વિના કર્યું?

યૌગન્ધ૰—પ્રભુ, પ્રથમ તો આસન ઉપર વિરાજો. હું બધુંયે કહીશ.

[ રાજા સાથે બધાંયે યોગ્ય આસનોએ બેસે છે. ]

યૌગન્ધ૰—દેવ, સાંભળો. આ સિંહલેશ્વરની દુહિતા વિષે એક સિદ્ધે એમ કહ્યું હતું કે 'જે એનું પાણિગ્રહણ કરશે, તે ચક્રવર્તિ રાજા થશે;' તેથી તે વચન ઉપર વિશ્વાસ આવવાથી, સ્વામીને માટે તે કન્યાનું અમ્હે માગું કર્યાં છતાં પણ, દેવી વાસવદત્તાનો ખેદ કરનાર સિંહલેશ્વરે જ્યારે તે કન્યા ના આપી,

રાજા—ત્યારે શું?

યૌગન્ધ૰ [ શરમાઈને ]—ત્યારે લાવણકમાં દેવી વાસવદત્તા બળી ગયાં, એવી બૂમ ઉરાડીને બાભ્રવ્યને સિંહલેશ્વર પાસે મોકલ્યો.

રાજા—યૌગન્ધરાયણ, ત્યાર પછીનો વૃત્તાંત તો અમ્હેં સાંભળ્યો છે. પણ આને દેવીના હાથમાં સોંપવામાં ત્હમારો શો મનસુબો હતો?

વિદૂ૦—વયસ્ય, એ તો કહ્યા વિના જ સ્હમજાય એમ છે. અંતઃપુરમાં ત્હેના દર્શનનો લાભ ત્હમને સારો મળે, એ જ.

રાજા—યૌગન્ધરાયણ, વસન્તક શું ત્હમારો વિચાર બરોબર સ્હમજ્યો છે ?

યૌગન્ધ૦—જેવી દેવની સ્હમજણ.

રાજા—ત્યારે તો ઐન્દ્રજાલિકનો વૃત્તાંત પણ ત્હમારો જ ગોઠવેલો હશે !

યૌગન્ધ૦—મહારાજ, એમજ. અથવા અંતઃપુરમાં બન્ધનમાં પડેલી સાગરિકાનાં દર્શન પણ ત્હમને ક્યાંથી થાત ? તે બહાર ન આવે, તો વસુભૂતિ પણ ત્હેને ક્યાંથી ઓળખી શકે ? [ હસીને* ] અને ઓળખાઈ ગયેલાં બ્હેનનું હવે શું કરવું, તે તો દેવી જાણે.

વાસવદત્તા [ સ્મિત કરી ]—આર્ય, સ્પષ્ટ જ કહી દોની, કે રત્નાવલી અમ્હને સોંપી દો.

વિદૂ૦—ભવતિ, અમાત્યનો અભિપ્રાય ત્હમે બહુ સારી રીતે જાણી ગયાં !

વાસવદત્તા [ હાથ લંબાવી ]—આવ, બ્હેન રત્નાવલિ, આવ. હજૂએ તું તો મ્હારી બ્હેન જેવી જ છું. [ એમ કહી રત્નાવલીને પોતાનાં અલંકાર, આભૂષણોથી અલંકૃત કરી ત્હેનો હાથ લઈ રાજા પાસે જઇ ] દેવ, આનો અંગિકાર કરો.

રાજા [ હર્ષથી હાથ લંબાવી ]—દેવીનું આપેલું દાન કોને ના ગમે ? [ રત્નાવલીનો હાથ ગ્રહણ કરે છે. ]

વાસવદત્તા—આર્યપુત્ર, આના બાપનું કુળ ઘણે દૂર છે, તેથી એવી રીતે એને રાખજો, કે એને એનાં બંધુજનો ન સાંભરે. [ એમ કહી રત્નાવલીને સોંપી દે છે. ]

---

* યૌગન્ધરાયણ હસીને ભેદમય વાક્ય બોલે છે; જે રત્નાવલીને માટે યૌગન્ધરાયણે આટઆટલું કર્યું, તે રત્નાવલી પ્રકટ થયા પછી વાસવદત્તાને બીજું શું કરવું રહ્યું ? રાજા સાથે રત્નાવલીનું લગ્ન કર્યા વિના વાસવદત્તાને છૂટકો જ ક્યાં છે ?

રાજા--જેવી દેવીની ઇચ્છા.

વિદૂ૦ [ હર્ષથી કૂદતો ]--હો...ઓ...હો...! ! હવે તો ત્રણેય લોકની સંપત્તિ પ્રિય વયસ્યના હાથમાં આવી.

વસુભૂતિ--આયુષ્મતિ, દેવી શબ્દને તમે યોગ્ય રીતે ધારણ કરો.

બાભ્રવ્ય--મહારાજ, અમ્હારો પરિશ્રમ હવે સફળ થયો,

યૌગન્ધ૦--દેવ, બોલો કે આપને માટે બીજું પ્રિયકાર્ય મ્હારે શું કરવાનું છે ?

રાજા--આનાથી પણ વધારે પ્રિય બીજું શું હોય ? કેમકે,

[ શાર્દૂલવિક્રીડિત. ]

કીધો વિક્રમ બાહુ આત્મ સરખો, થઈ પ્રાપ્ત વિશ્વંભરા,<br>
જેથી પૃથ્વી મળે સમુદ્રસહ આ રહી સાગરિકા પ્રિયા;<br>
જીત્યા કોસલ, દેવીયે હરખતાં પ્રાપ્તિ થતાં બ્હેનની,<br>
ઇચ્છા શી શી કરૂં અમાત્ય તુજ શો નિપૂણ છે જ્યાં વળી ?–૨૧

તોયે આમ થજો,

[ સ્રગ્ધરા. ]

* સુવૃષ્ટિ ઇન્દ્ર પ્રેરો, ફળવતી ધરણી ધાન્યથી પૂર્ણ થાજો,<br>
યજ્ઞોમાં ભાગ અર્પી વિધિસહ સહુ આનંદજો વિપ્ર દેવો;<br>
ને થાજો કલ્પ સૂધી સુખદ વધુ વધુ સંગમો સજ્જનોનો,<br>
કુહાડા જેવી વ ણી અજીત શઠ તણી શાંત સંપૂર્ણ થાજો !–૨૧

( સર્વે જાય છે. )

## ચતુર્થ અંક સંપૂર્ણ.

## રત્નાવલી નાટિકા સંપૂર્ણ.

---

* રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું ' પ્રિયદર્શના'માં આવેલા આ જ શ્લોકનું ભાષાન્તર સરખાવો.

મોંઘા મેઘો મહીમાં સરસ વરસજો: વાધજો પાક ઝાઝો;<br>
ભૂદેવો યજ્ઞયાગો વિધિસર કરજો; દેવતા તૃપ્ત થાજો;<br>
જોડાઈ સજ્જનોની જુગ જુગ જુગતે ગાંઠ ગાઢી જડાજો;<br>
ને જીહ્વા વજ્ર જેવી વિષમય વસમા દુર્જનોની વઢાજો.

